શ્રી જીનેંદ્રાય નમઃ

# શ્રી જૈન સ્તવન અને પૂજા સંગ્રહ

તથા ( સ્વર્ગ નિવાસી )

શ્રીમત્ પન્યાસજી મહારાજ શ્રી મુક્તિ વિમલજીનું

# જીવન ચરિત્ર.

પ્રકાશક,

શ્રીમંત પન્યાસજી મહારાજ શ્રી મુક્તિ વિમલજી
જૈન પાઠશાળા તરફથી વહીવટ કરનાર.

**શા. બાલાભાઇ કચરાભાઇ.**

ઠિ. કાળા પટેલની પોળમાં

રામજીમંદિરની પોળ—અમદાવાદ.

સંવત ૧૯૭૪ ના વૈશાખ સુદ ૧૫ સને ૧૯૧૮

પ્રથમાવૃત્તિ પ્રત ૧૫૦૦

કીં. રૂ. ૦—૮—૦

શ્રી જીનેંદ્રાય નમઃ

# શ્રી જૈન સ્તવન અને પૂજા સંગ્રહ

તથા (સ્વર્ગ નિવાસી)

શ્રીમત્ પન્યાસજી મહારાજ શ્રી મુક્તિ વિમલજીનું

# જીવન ચરિત્ર.


પ્રકાશક,

શ્રીમત્ પન્યાસજી મહારાજ શ્રી મુકિત વિમલજી

જૈન પાઠશાળા તરફથી વહીવટ કરનાર.

શા. બાલાભાઇ કચરાભાઇ.

ઠે. હાજા પટેલની પોળમાં

રામજીમંદીરની પોળ—અમદાવાદ.

સંવત ૧૯૭૫ ના વૈશાખ સુદ ૧૫ સને ૧૯૧૯

પ્રથમાવૃત્તિ પ્રત ૧૫૦૦

કી. રૂ. ૦-૮-૦

## ગીતી.

નથી જગતમાં સાર ભાઇ, નથી જગતમાં સાર;
વિનવું કરજોડી અરે તમને હું, માયાને કરો ઠાર, ભાઇ.
નરમ ગરમ થયા સુખને માટે, પાપ કરો સુખ મળે નહિં વાટે
કૃત નઠારા આજ, કરતાં આવી નહીં કંઇ લાજ,
તક ધારી ભર ફાળ, ભમીયો માથા પાછળ કાળ.
ભાઇ નથી જગતમાં સાર૦

શાન્તિવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં ઈશ્વરલાલ કેશવલાલ વકીલ અને
માણેકલાલ માધવજીએ છાપ્યું. ઠે. ઢીકવા ચોકી—અમદાવાદ.

# અર્પણ પત્રિકા.

મહેરબાન શેઠજી સાહેબ, દાનવીર.

શેઠ જમનાભાઈ ભગુભાઈ.

અમદાવાદ.

આપ ઉદાર ગંભીર વિવેકી વિર અને ધર્મ ધુરંધર પુરૂષ છો. પરમાર્થ કરવામાં કુશળ છો, પરોપકાર એ આપનો સ્વભાવિક ગુણ છે, અને નિતિ સાથે આપને પ્રથમથીજ પ્રીતિ છે. આપ જૈન કોમમાં નામાંકિત ગૃહસ્થ છો અને આપ નિરાશ્રીતને આશ્રય આપી ઉદ્યમે વળગાડો છો ઈત્યાદિક અનેક ગુણોથી રંજન થઈ હું આપના ચરણ કમળમાં આ શ્રી જૈન સ્તવન સંગ્રહ એ નામનું લઘુ પુસ્તક અર્પણ કરૂં .તે આપ સ્વીકારશોજી.

શ્રીમત્ પન્યાસજી મહારાજ શ્રી મુકિત વિમલજી
જૈન પાઠશાળા તરફથી વહીવટ કરનાર
આપનો સેવક,

શા. બાલાભાઇ કચરાભાઇ.

શ્રીમત્ પન્યાસજી મહારાજ શ્રી મુક્તિ વિમલજીનું

# જીવન ચરિત્ર.



## દોહા.

શ્રી શંખેશ્વર જીનપતિ, ત્રીભુવન જન આધાર;
અજરામર અરિહંતજી, શીવ સુખના દાતાર. ૧

પાવન પુરૂષોતમ પ્રભુ, પરમ પવિત્ર પ્રધાન;
જ્ઞાન ધ્યાનમાં નિત્ય રહો, ચિદાનંદ ભગવાન. ૨

આતમરામી ગુણ નીધી, વિતરાગ મહાભાગ;
સમદ્રષ્ટી સૌ જીવ ભણી, નિશદિન રહો નિરાગ. ૩

તદપી નિર્મળ આપનું, નામ જપે જન કોઇ;
સકળ ઉપાધી દુર ટળે, આશા પુરણ હોય. ૪

દુર્લભ વસ્તુ જગતમાં, નિર્ધનીયાને ધન;
રોગીને આરોગ્યતા, ભુખ્યાને જેમ અન્ન. ૫

આપ પસાયે શ્રીમતી, ભગવતી થઈ પ્રસન્ન;
જડબુદ્ધિ જનને દીયે, નિરૂપમ વાણી વદન. ૬

મુનીવર મુક્તિ વિમલતણું, રચ્યું સંક્ષેપ ચરિત્ર;
ભણતાં સુણતાં ભાવથી, જન મન થાય પવિત્ર. ૭

---

ઢાલ. ૧

( બાપલડારે પાતીકડાં તમે શું કરશો હવે રહીને રે )

એ રાગ.

જંબુદ્વીપમાં દક્ષિણ ભરતે, મરૂધર દેશ ઉદાર રે;
ગામનગર જીહાં અગણીત સોહે,
જીયાં એક ગામમાં બાર રે. જંબુ૦ ૧
ઓસવાળ અનુરાગી ધર્મના, કર્મચંદ ગુણવંતરે;
નવલબાઇ નામે ઘરનારી,
ઉત્તમ ગર્ભ ધરંત રે. જંબુ૦ ૨
વિક્રમના વીસમા સૈકામાં,
ઓગણીસ ઓગણપચાસ રે;
સુદ ત્રીજે વૈશાખ માસમાં,
જન્મ હુવો શ્રુ પ્રકાશરે. જંબુ૦ ૩
દીવ્ય બાળક પ્રસવ્યો એક,
તેણે મુળચંદ રાખ્યું નામ રે;

બીજ તણા શશી માફક વધતાં,
પંચ વરસ હુઆ જયામ રે. જંબુ૦ ૪
ધામીક વ્યવહારી કેળવણી, ગ્રહણ કરે ધરી હર્ષ રે;
સ્વજન સંબંધી સાથે વસતાં,
વીત્યાં દ્વાદશ વર્ષ રે. જંબુ૦ ૫
ઓગણીસે બાસઠના માગસર વદ ત્રીજ દીન નિરધાર રે;
શ્રી સૌભાગ્ય વિમલ ગુરૂ પાસે,
સંજમ લીધું સાર રે. જંબુ૦ ૬
મુક્તિ વિમલ મુની નામ ધરાવી,
ગુરૂ સિરવા સઠવંત રે.
લઘુ વયમાં પણ નિર્મળ દીક્ષા,
પાળે ધરી બહુ ખંત રે. જંબુ૦ ૭
વિનય નમ્રતા સદગુણ જેહના, જન્મ થકી સહચાર રે;
સકળ જગત તેને વશ જાણો,
નહિ સંસય તલ ભાર રે. જંબુ૦ ૮
વિનય થકી વિદ્યા વશ આવે, નર્મ નમાવે લોક રે;
સદગુણ કિર્તી વાસ પસા રે,
તે પણ જીવન ફોક રે. જંબુ૦ ૯
બાળમુનિ ગુરૂ ભક્તિ કરતાં, પામ્યા આગમ બોધ રે;

રસીકવાણી ઉપદેશ્યા વ્રત,
આપે જલ જીમ ધોવરે. જં૦ સુ૦ ૧૦

---

દોહા.

સંવત ૧૯૬૩ ખેડા નયર સુઠાણ,
કુળ દીપક દીપ ચંદના પુરૂષોતમ સુભનામ. ૧
સંઘ ચલાવ્યો સિદ્ધગીરી પાવન તિરથ એ
ખટરી પાળી આવીયા સાથે મુની ગુણ ઘેર. ૨
ઉલ્લટ ભર ગિરી ભેટતાં, હોયે ભવ નિસ્તાર;
આદિ જીનેશ્વર શુણતાં, શીવ પદ મળે શ્રીકાર. ૩
તે માટે ભવિ અણ તુમે, ભક્તિ કરો ધરી ભાવ;
મુની ભાખે ફરી નહિ મળે, માનવ ભવ સુભદાય. ૪
ઉમંગે યાત્રા કરી કીધો સંઘ વિદાય;
ગુરૂ સાથે ફરતાં થકાં, હૈયે હરખ ન માય. ૫
ભવિકજીવ પ્રતિબોધવા, ઉપદેશે આ વાર;
ગામે ગામે વિચરતાં, આવ્યા અમદાવાદ. ૬
તિર્થ યાત્રાનો તિહાં, મહીમા ગાય જગીર;
શ્રોતા અતિ હર્ષીંત થઇ બોલે ધન્ય મુનીસ. ૭

## ઢાલ. ૨

### ( હાંરે મારે ઠામ ધરમના સાડા પચવીસ દેશ જો )

### એ રાગ.

હાંરે કાંઇ ગુરૂ ઉપદીશે, તીરથ તણો અધીકાર જો,
ભવજળ તારે નરક નીવારે તેખરે રે લોલ;
હાંરે કાંઇ કલ્પિત સુખકર દીસે આ સંસાર જો,
મૂઢ પ્રાણી જે મુંજ્યા તેણે ઉધરે રે લોલ. ૧
હાંરે કાંઇ ઇચ્છીત દાયક કલ્પ દ્રૂમની સાખ જો,
કર્મ અરીદર સંઘ હરવા સુર કરી સમુરે લોલ;
હાંરે કાંઇ ભવદ્ર હરવા જલધી સરીખા મન રાખજો,
થાવર જંગમ તિરથ ભાવે હું નમુ રે લોલ. ૨
હાંરે કાંઇ નિર્ભય શીવપુર મારગના દાતાર જો,
સવિ સુખ આવે ભવ ભય જાવે જેહથી રે લોલ;
હાંરે કાંઇ આ ભવ ભવો ભવ ભવિજનને આધારજો
સકળ સુહંકર તિરથ નમીએ તેહથીરે લોલ. ૩
હાંરે કાંઇ કરણ કરાવણને અનુમોદક સાથજો,
સમ ભાવે ફળ એકજ સરીખું તે લહેરે લોલ;
હાંરે કાંઇ તન મન ધનથી ભજીએ તીરથ નાથજો,

શક્તિ તણે અનુસારે ભક્તિ પ્રભુ કહેરે લોલ. ૪
હાંરે કાંઇ મનહર ગુરૂની અમૃત સરખી વાણુજો,
સાંભળતાં થયું હૃદય વિકશ્વર જેહનુ રે લોલ;
હાંરે કાંઇ રસીક શ્રેષ્ઠીવર બુધાલાલ ધનવાન જો,
તિરથ કરવા ઉલસીત થયું મન તેહનું રે લોલ. ૫

દોહા.

ઉલટ ભર ઉભા થઇ, બોલે બેઉ કરજોડ;
ઉપગારી મુનીવર તમે, નહિ કોઇ આપની હોડ. ૧
તીરથ યાત્રા ફળ સુણી, કરવા મુજ મન ભાવ;
પાપા રંભ કીધા ઘણા, તે દુર હરવા દાવ. ૨
પુન્ય મારગ બહુ જીન કહ્યાં, આતમ ઉન્નતી કાજ,
પણ નહિ નીપજે મુજ થકી, અવર કાર્ય મહારાજ. ૩
મીઠાં વયણે મુની વદ્યા, વાત સુણો મહા ભાગ;
સંઘ સહિત સિદ્ધા ચલે, બાંધો પુન્ય અથાગ. ૪
સંવત ઓગણીસ પાંસઠે, લઇ સ્વજન પરિવાર;
સંઘ ચલાવ્યો શુભ મને, શ્રી સિદ્ધગિરિ દરબાર. ૫

ઢાલ. ૩

( અજીત જીણંદ શું પ્રીતડી ) એ રાગ.

મુક્તિ વિમલ મુનીવર ભલા ગુરૂ સાથે
હો ગયા સંઘ મોજારકે;
નવનવાં ગામ જુહારતાં જીનવરજી
હો જગ જન આધારકે. ૧

અનુક્રમે સિદ્ધગેરી આવીયાં નીત્ય કરતાં
હો નવલો ઉપદેશકે;
એક દિવસ મુની આગળે વદે
શ્રોતાઓ ધરી ભાવ અશિશકે. ૨

પર્મ પવિત્ર આ તીર્થનો તમે ભાખ્યો
હો મહિમા મુનીરાજકે;
સર્વ તીર્થમાં શ્રેહરોકુણ કારણ
હો કહો આ ગિરિરાજકે. ૩

એમની સુણી મુનીવર કહે તમે સુણજો
હો ધરી મન ઉસ્સાહ કે;
સકળ સુરા સુર ઇંદ્રજે જેની ભકિત
હો કરવાનો ચાહકે. ૪

ભકિત કરે જે પ્રાણીયા તસ તૂટે
હો ભવ ભયનો ત્રાસકે;
ભવભય અંત થકી લહે એ આતમ
હો અજરામર વાસકે. ૫

અનહદ દ્રવ્ય મળે છતે જશ માથે
હો ભય મરણ અપારકે;
એ ગિરિવર પુજ્યે થકે મળે અવિચળ
હો લક્ષ્મી સુખકારકે. ૬

યદુપતિ નેમ વિના ઇંહાં તિર્થંકર
હો ત્રેવીસ ગુણ ખાણકે,
એહ તિરથ પર આવીયા નહિ એ સમ
હો કોઇ તિરથ પ્રધાનકે. ૭

આદિ કરણ જીનરાજજી જગ નાયક
હો નાભીના નંદકે;
પુરવ નવાણું સમોસર્યા રાયણ તળે
હો શ્રી વૃષભ જીણંદકે. ૮

ટુંકે નવે સુરતરૂ તણી ભળી શાખા
હો શીવ સુખ દાતારકે;

જેમ નવ તત્ત્વ સહાયથી લહે પ્રાણી
હો આતમ ઉદ્ધારકે. ૯
ઇત્યાદિક ગિરી ગુણ ઘણા પ્રભુ જ્ઞાની
હો ન કહી શકે જેહકે;
જાણે તથાપિ જીવતણો ક્ષય થાય
હો વર્ણવતાં એહકે, ૧૦
શ્રી શેત્રુંજય મહાત્મનો સંક્ષીપ તે
હો એ કહ્યો અધીકારકે;
રસીક અચળ પદ પામવા તમે શેવો
હો ગીરી ગુણ ભંડારકે; ૧૧

દોહા.

સંઘ વિહાય થયા પછી, ભુ .ળ મુની વિચરંત;
ગામે ગામે જન ભણી, કરે ઉપગાર અત્યંત. ૧
શાસ્ત્રાભ્યાસ કરે જુદા, ન્યાય તરક વરીકોષ;
કાવ્ય કળા પણ કેવળી, કરતાં જીન મત કોષ, ૨
રૂડા ગ્રંથ રચે મુની, સાસ્ત્ર તણે અનુસાર;
લઘુ વયમાં યશ પામીયા, બુદ્ધિ તણા ભંડાર, ૩
ઓગણીસે સીત્તેરમા, જૈન પુરી જગજાણ;
રાજનગરમાં ગુરૂ દીયે, પદ પન્યાસ પ્રધાન, ૪

## ઢાલ. ૪

( મારૂ મન મોહ્યું રે શ્રી સિદ્ધાચળેરે ) એ રાગ.

ગુરૂજીએ દીધું રે ગણીપદ પ્રેમથીરે,
મુનીગણ ભુષણ રૂપ;
સંઘે મળી તિહાં ઓચ્છવ ઉજવ્યોરે,
કીધો ઠાઠ અનુપ. ગુરૂજીએ૦ ૧

શેઠજી શોભે હો સુત ભગુભાઇ નારે,
ધર્મ રાગી ગુણ ધામ,
શોભીત ઓચ્છવ કરવા હર્ષથીરે,
દીધાં પુષ્કળ દામ. ગુરૂજીએ૦ ૨

જૈન કોમ આભુષણ જેહ છે રે,
નિરાશ્રીત આધાર;
જમનાભાઇ ચાહે ચિત્તમાંરે,
સાસનનો ઉદ્ધાર. ગુરૂજીએ૦ ૩

જયેષ્ટ ભ્રાત તે પણ તહવારે,
હતા મનસુખભાઇ નામ;
સંઘ તણી ઉન્નતિ મન ભાવતારે,
કર્ત્તા ધાર્મિક કામ. ગુરૂજીએ૦ ૪

હૈવ્યને જોરેહો સ્વર્ગે સિધાવીયારે,
સકળ તજી પરિવાર;
લાયક સદગુણી તસ સુત શોભતારે,
માણેકલાલ ઉદાર. ગુરૂજીએ૦ ૫

વડીલ તણે અનુસારે ચાલીનેરે,
શીઘ્ર કરો શુભ કાજ;
એ આશા શુભ મનમાં રહીરે,
વળી પામો યશ રાજ. ગુરૂજીએ૦ ૬

નિત્ય નિત્ય નવલી પુજાઓ રચેરે,
ગાવે જીન ગુણ જ્ઞાન;
ઓચ્છવ કીધો પુરણ ઉમંગથીરે,
શ્રાવક વર્ગ સુજાણ ગુરૂજીએ૦ ૭

બાળ મુની પન્યાસ થયા પછી રે,
યાત્રા કરતા વિશેષ;
સિદ્ધગિરિ આવી અર્બુ ગિરિ ગયારે,
ફરતા દેશ વિદેશ. ગુરૂજીએ૦ ૮

અનુક્રમે આવ્યા હો મિત્રાણે જઇરે,
તારંગાજી સુઠામ;

ભાવે ભેટે હો અજીત જીણંદને રે,
કર્મ નિર્જરા કામ. ગુરૂજીએ૦ ૯
કર્મ ઉદયથી સુરનર ચક્રીનેરે,
સુખ દુઃખ વેદ ન થાય;
તેમ મુની દુઃભાંગે બહુ દુઃખ લહેરે,
કાયા ક્ષીણ થઇ જાય. ગુરૂજીએ૦ ૧૦
દ્વાદશ વર્ષ ચારિત્ર પાળતારે,
ઉપર વળી અડ માસ;
પચવીશ વર્ષ પુરણ આયુ કરીરે,
પામ્યા સ્વર્ગાવાસ. ગુરૂજીએ૦ ૧૧
બાળ પણામાં ગુણ ગ્રાહી થયારે,
જન મન રંજક એ;
શાસ્ત્ર પઠણ બહુ કીધા ચોપસુરે,
એ મુનીવર ગુણગેહ. ગુરૂજીએ૦ ૧૨
સંવત ઓગણીસે ચુમ્મો તરે રે,
જૈન સંવત્સરી જાણ;
સુકલ ચતુર્થી ભાદરવા માસનીરે,
મુની પામ્યા અવસાન. ગુરૂજીએ૦ ૧૩

———•———

## દોહા.

ધર્મ ધ્યાન ધ્યાતા થકાં, સમરતાં જીન ગુણગ્રામ;
ભરતા ગુરૂ ભક્તિ થકી, મુનીવર આતમરામ. ૧
હોય પરિક્ષા હેમની, સુવર્ણ કારને જેમ;
પરખે રત્ન ઝવેરીઓ તેમ ગુણી જન મન પ્રેમ. ૨
સંસારી સદગુણી તણા, રાગી પણ ગુણ ગાય;
બાળપણે બ્રહ્મચર્ય ધર્મ, ત્યાગી કેમ વિસરાય; ૩
કાળ કર્યો મુની સાંભળી, દીલમાં બહુ દુભાય;
પળ પળ ગુણ સંભાળતાં, હૈયું ફાટી જાય, ૪
ચોધારે નિર નયણથી, વરસે ભક્તિ વંત;
એદિન ક્યાં દાટયો હતો, મુખથી એમ વદંત. ૫

---

## ઢાલ. ૫

( કેતકી જાઈનાં ફુલ મંગાવી ) એ રાગ.

સદગુણ રાગી શ્રાવકમળીયા,
સાંભળી મુની અવસાન ભવીજન;
સોક સહીત ગુરૂ ભક્તિ ભાવથી,
કર્ત્તા સર્વ વિધાન ભવીજન;
મન મોહન મુની જન મન વસીયા. મનમોહન. ૧

સુંદર ચળકી ત્રાસ જડાવી,
પાલખી બાંધી બેશ ભવિજન;
મુની મૃત દેહ ઠવી તે ઉપર,
પુરણ કાર્ય અશેશ ભવિજન. મનમોહન. ૨

જય જય નંદા જય જયભદ્રા,
કરતા એહવો નાદ ભવિજન;
પોળ પોળના ભાવિક આવી,
કરતાં વાદ વિવાદ ભવિજન. મનમોહન ૩

એક પાસથી બીજો ખેંચે,
ભકતે પાલખી દંડ ભવિજન;
મંદ મંદ ચાલે સર્વે ચાલતાં,
જેમ જળ ધર અખંડ ભવિજન. મનમોહન ૪

મોટો થોક મળ્યો સજજનનો,
મુની વપુ વંદન કાજભવિજન;
શોકાતુર નિરનયણથી દ્વાળે,
દેખી વદન મુની રાજભવિજન. મનમોહન ૫

અનુક્રમે સર્વ શમશાન ભુમીમાં,
આવ્યા વિણ ઉત્સાહ ભવિજન;

ચંદન ચિતા વિરચીને કીધો,
અંગી દાહ ભવિજન. મનમોહન ૬
ખાખ સરીતા જળમાં વાહી,
પાછા વળીયા લોક ભવિજન;
અઠ્ઠાઇ ઓચ્છવ તિહાંકીધો,
જેહથી જાયે શોક ભવિજન. મનમોહન ૭
દીન દીન વિવિધ આંગીની રચના,
સંગીત પુજા ઉદ્ધાર ભવિજન;
ઠાઠ બહુ કીધો ઓચ્છવમાં,
કહેતા ન આવે પાર ભવિજન. મનમોહન. ૮
વૃદ્ધ પણામાં પુત્ર મરણથી,
જનક દશા જે થાય ભવિજન;
સુગુણ શિષ્યના સ્વર્ગ ગમનથી,
ગુરૂ મન દુઃખ ન માય ભવિજન. મનમોહન. ૯
જન્મ મરણ લિલા જગ માંહે,
કર્મ તણે આધિન ભવિજન;
બાહુ બળી જોરાવર યોદ્ધા,
એમ આગર સૌ દીન ભવિજન. મનમોહન. ૧૦

એમ મન વારી શોક સમાવે,
એ વિણ નહિ ઉપાય ભવિજન;
ગુરૂ નીજ કાર્ય વિશે ઉજમતાં,
ધર્મ કરે દીલલ્હાય ભવિજન. મનમોહન. ૧૧

---

## કળશ.

મુની બાળ મુજ પ્રતી ધર્મ સ્નેહી ભાવ એ મનમાં ધરી,
ગુરૂરાજ શ્રી સૌભાગ્ય વિમલે ગુંથવા આજ્ઞા કરી;
આદેશ એહ સુગંધ ઉલ્લટે હેમ મુજ મનમાં ભરી,
રસિક રચના બાણ મુની, નિધિચંદ વર્ષે આદરી.



# શ્રી જૈન સ્તવન સંગ્રહ.

---

## ગાયન ૧ લું.

(રાગ ધર્મધુરંધર શ્રી યદુનંદન)

ધર્મ ધુરંધર કરૂવીર વંદન,
કર્મ વૃંદન કાપો આજ;
જગ જય વંદન શ્રી અભિનંદન,
જીન પ્રભુ છો મુજ શીરતાજ,
શીર રહ્યા મુજ મહાવીર, પ્યારા,
દર્શન આપી થાઓ ન્યારા. ધર્મ૦
શ્રી ત્રિસલાના નંદ વીરજી,
ધર્મ તણા દાતાર એ જો,
સિદ્ધારથ સુત શ્રી દયાલજી,
કર્મ રોગના કાળ એ જો. ધર્મ૦
વિર વસ્યા જીન વરજી તનમાં,
ધ્યાન નિરંતર ધરવું મનમાં,
મુજ મનમાં વસ નાર વિરજી,
ધર્મ તણા પ્રતિપાલ એજો,

અતિ હર્ષથી મુક્તિ વિમળની,
અરજી પ્રભુ મનમાં લેજો, ધમ૦

## ગાયન ૨ જું.

( રાગ. ગોવિંદ ગુણ ગાવોરે રે નરનાર. )

મહાવિર ગુણ ગાવોરે રે નરનાર;
સિધ્ધા રથ જાયા વાલા, વિર કહેવાયા પ્રભુજી,
ત્રિસલા કુખે સુહાયારે, રે નરનાર;
ભવ દુઃખ ભંજન, ત્રિસલા નંદન,
ચોવીસમાં જીનરાયા રે (૨) રે નરનાર;
શ્રીજીનસાગર, સુખ રત્નાગર
મોક્ષ પુરિએ સિધ્ધાવ્યારે (૨) રે નરનાર;
મેં જીન આજે, ગુરૂજીની સંગે,
મુક્તિ વિમળ ગુણ ગાવેરે (૨) રે નરનાર.
મહાવીર ગુણ ગાવોરે.

## ગાયન ૩ જું.

( રાગ શામળીયાજી કરજો મ્હારી સહાયરે. )

હે પ્રભુ મારા કરજો મુને સ્હાયરે,
વ્હાલા શાંતીજી મુજશાંતિથી દુઃખ કાપજોરે.

મુરતી છે તારી સારી, પ્રભુ મુને લાગે પ્યારી,
ભકતોને એ સુખકારી, જોઈ હર્ષ થાય ભારી,
હો જીનરાજજી મુજ દુઃખડા દુર નિવારજોરે,
વ્હાલા શાંતીજી મુજ શાંતિથી દુઃખ કાપજોરે,

સાખી.

કર્મ કપટ ચંડાળ, ક્રોધ માન નિર્દય અરે,
મ્હારા શાંતીનાથજી, કાપો એ દુષ્ટને,
કરો પ્રભુ મે'ર મારા, મુક્તિ વિમળ તમારા,
ગાયે ગુણ જીન તારા, અહો જીનરાજ મારા,
ભાવે ભાવોબ્ધિજીનરાજજી, સુખ આપજોરે,
વ્હાલા શાંતીજી મુજ શાંતિથી દુઃખ કાપજોરે.

ગાયન ૪ થું.

( રાગ, સખી સ્વન મહીં મન મોહનમે )

મુજ જીન પ્રભુ નિત વહાર કરી સૌ સજ્જન મુખે વિરસ્મરો,
અતિરાગ દ્વેષને દુર કરો, નિત્ય ધર્મ ધ્યાનથી પેટ ભરો;
સૌ ધર્મધ્યાનનું પાન કરી વળી ધર્મ કરો નીત શાંતી ધરી,
લ્યો મુખે વિરનું નામ જરી વળી પાપ ભવનું જાય ખરી;
હવે મહેર કરો જીનરાજ પ્રભુતુજ ચરણ કમળમાં આવીનમું.
અતિ રાગ દ્વેષને દુર કરો, નિત્ય ધર્મ ધ્યાનથી પેટ ભરો,

નિત્ય ધર્મ ધ્યાનમાં ધ્યાન ધરૂં, વળી કર્મ દુષ્ટને દુર કરૂં;
કરે। કામ સૌ પરમારથનું, મુક્તિવિમળનુ દુઃખ ટળ્યું,
હવે મ્હેર કરો જીનરાજ પ્રભુ તુજ ચરણ કમળમાં
આવી નમું;
મુજજીન પ્રભુ નિત વહાર કરી.

ગાયન ૫ મું.

( રાગ વા'રેલાલા મોહન બંસીવાલા )

પ્રભુ મારા જીણંદ જયકારા, ન જાએ પાછારે સલુણા;
જોયા જોયા મેં કાર્ય તમારા, પશુડાઓ પર દયાલાવ્યા;
ઓ જીનવરજી પ્રભુ મારા, પશુડાએ શું સંભાર્યા,
જીન મારા સુખ કારા, પ્રીય પ્યારા પ્રભુમારા. ન જાઓ.
હું શેવું ચરણ તમારા, મુક્તિ વિમળને સુખ કારા,
પ્રભુ મારા જયકારા મને પ્યારા, પ્રભુ મારા જીણંદ. ન જાઓ.

ગાયન ૬ ઠું.

( નહી આવું કાનરે એ રાગ )

પ્રભુ ગુણ ધામરે, જીન ભગવાનરે
મુજ મન દર્શન માંહી લોભાય છે
આનંદ થાય અતિ મુજ મન માંહી
વિરનું નામ મન માંય છે પ્રભુ ગુણ૦

સુખના માટે સજ્જનો સાથે,
મુક્તિ વિમળ ગુણ ગાય છે— પ્રભુ ગુણ૦

ગાયન ૭ મું.

( રાગ કોઈ સંત વીરલે જાણ્યું )

કોઇ ચેતો ચિત્તમાં પ્રાણીયારે,
સંસારે સુખ હો નહી મલેજી;
માયા માંહી માલીને ધર્મ મર્મ ન જાણીયારે—કોઇ.
ક્રોધ કર્મની સાથે રહીને જીવ નવ સંભારીઆરે,
શ્રીજી નજીએ મહેર કરીને કર્મ દુઃખ દુર ટળીયારે;
સજ્જન ભાઇ મુક્તિ સાથે,
જીન જીન ગુણ ગાઇઆરે— કોઈ.

ગાયન ૮ મું.

શુદ્ધિઃ
નિત્ય પ્રીતીથી સૌ સજ્જનો જઇએ પૂજવા જીનરાય.
પૂજવા જવાને,
બુધ્ધિ—અરે કોને પુજવા જવાને ?
શુધ્ધિઃ—અરે સાંભળો તો ખરા,
પુજવા જવાને જીનરાજજી અતિ ઉર આનંદ થાય. નિત્ય
હવે સમજયા.

બુદ્ધિઃ—હા,
મુગટ જીન શોભતો જોઇએ શુદ્ધિભાઈ મુજમન હરખાયે,
કુંડળ વળી શોભતા બાજુને પ્રેમ હાર જોઇ આનંદ થાયે.
શુધ્ધિઃ—અહા શું જીન દર્શન પ્યારૂં.
સર્વઃ—અતિ આનંદ આનંદથી સૌ કહોને મુખે જીનરાજ
મુક્તિ વિમળ ગુરૂ વાંદતા સૌનું દુઃખ દુર થાય—નિત્ય.

ગાયન ૯ મું.

( રાગ કાયા કાચો કુંભ છે. )

મોહ જગત જંગલ માંહી મહાલો છો નરનાર,
એકદમ શ્રી જીનને ભજો તેથી છો તરનાર;
નહી કોઇ સજ્જને (૨) નરનારીથી મન માયા મુકી,
આવે પકડીને કાળ ત્યારે માયા જાશે તુટી;
લઇને પ્રભુ નામ માનને સૌ મુકી ત્યાગી,
ગોળી વિર નામ લ્યો સૌ સજ્જનો વળી માફી માગી.

સાખી.

કરજો સૌ સજ્જનો તમે ધર્મ તણી રખવાળ,
લક્ષણુ ખોટા કાપીને જૈન પ્રભુ સંભાર;
ભાવે ભગવાનને સૌ (૨) ભાવનું નૈવેધ ધારી,
ઇષ્ટની સહાયથી સૌ કર્મ દુઃખ જાસે ટળી;

## ગાયન ૧૦ મું.

( દાસ પરે દયા લાવોરે રાગ. )

આશ ધરે મન મારૂં રે, શિવ સુખ લેવા આશ.
કોઇ નાચે હરિની પાસે, કોઇ રહ્યા શિવની આશે,
મારે તો શરણ તારૂં તારૂં રે—શિવ સુખ લેવા આશ.
તેથી દેવાધિ દેવા, કરૂં એક ચિત્તે સેવા,
ધ્યાન તમારૂં ધારૂં ધારૂં રે— શિવ સુખ લેવા આશ.
દાસ તમારો સ્વામી, મુક્તિ વિમળ બોલે,
શિખ સુખ આપો પ્યારૂં પ્યારૂં રે—શિવ સુખ લેવા.

---

## ગાયન ૧૧ મું.

( રાગ-બલિહારી, રસિયા ગિરધારી. )

બલિહારી જીનજી જાઉંવારી પ્રભુ પાર્શ્વ આપો અમને,
કાશીના વાસી શીવ તણા સુખનેજી;
નાગ ઉગારી વ્હાલા, નાગેંદ્ર બનાવ્યોજી
આપ્યું છે સુખ અપારી— પ્રભુ પાર્શ્વ આપો.
ચૌમુખે આપે વ્હાલા, દેશના દઇનેજી,
તાર્યા છે નર ને નારી— પ્રભુ પ્રાર્શ્વ આપો.

એવું સુણીને વ્હાલા, શરણે તો આવીયાજી,
આપોને પદ અણાહારી— પ્રભુ પાર્શ્વ આપો.
કર્મ ખપાવી આપે, શીવ સુખ લીધુંજી,
બની ગયા છો નિરાકારી— પ્રભુ પાર્શ્વ આપો.
તુજ પ્રાતિમા તે વ્હાલા, જાણી તુમ સારીખીજી,
માગીએ મોક્ષ આવારી— પ્રભુ પાર્શ્વ આપો.
મુક્તિ કહે છે પ્રભુ પાર્શ્વ જીનેશ્વરજી,
વિનતી લેજોને અવધારી પ્રભુ પાર્શ્વ આપો.

---

## ગાયન ૧૨ મું.

( રાગ ઉપરનો. )

બલિહારી, બલિહારી, બલિહારી જગન્નાથ હોજાઉં તોરી.
શાંતિ જીન શાંતિ, દરિસન દીજીયેજી (૨)
કાળ અનાદી કેરા, ફીરતા હું જગમેં ફેરા,
અંતન આયો જીન ઉપગારી— જગન્નાથ હો.
પુણ્ય ઉદય પાળો, ચરણ શરણ દાયો,
ઔરન તુમ સમજગદાતારી— જગન્નાથ હો.
ચિદ્દધન નામી સ્વામી, શિવપદ ગામી સ્વામી,
ખોટ ન માનું સબ હિતકારી— જગન્નાથ હો.

હીન અનાથ નાથ, ગૃહીઓ મેં હાથ સાથ,
દોસન રંચક ગુણ ભંડારી— જગન્નાથ હો.
આતમ સુખ આપો, વલ્લભના દુઃખ કાપો,
ફેરન લઉં ભવ અવતારી— જગન્નાથ હો.

---

ગાયન ૧૩ મું.

ગઝલ રાગ કવાલી.

મુજે હે ચાહ દર્શનકા, નિહારો ગેતો કયા હોગા,
ગૃહિ હે અબ શરન, તેરી, ઉગારો ગેતો કયા હોગા—મુજે.
સુણો શ્રી નાભિકેનંદન, પરમ સુખ દેત જગવંદન,
મેરી બિનતી અપાવનકી, વિચારોગે તો કયા હોગા—મુજે હે.
ફસાહું કર્મ કે ફંદમે, છોડાવોગે તો કયા હોગા,
તુમહી દાતાર હો જગકે, નિવાજોગે તો કયા હોગા—મુજે હે.
પડા સાગર અથાહિમે, જકોરે કુમતી, કે નિશદીન,
મેરી અબનાવ અધ જલસે; જહા રોગે તો કયા હોગા—મુ.
અધમ ઉદ્ધાર પુરણકી, સુમતીકી લાજ ટુક દીજે,
જગત કે ફંદસે અબકે, છોડાવોગે તો હોગા— મુજે હે.

---

## ગાયન ૧૪ મું.
( રાગ—વ્હલા વેગે આવો રે. )

સંદ્ધા ચળે જાઉં રે મોતીડે વધાવું રે,
દાદા સુણો વિનતી હોજી,
પ્રભુજી મ્હારા ભવભવનાં દુઃખડાં નિવાર (૨) સિદ્ધાચળે
પ્રથમ પતિ પૃથ્વી તણા, પેંલા જીણંદ મુણિંદ,
યોગેંદ્રશ્રી આદિશ્વરો, મારૂ દેવી માતાનંદ,
હું ગિરિવરના ગુણ ગાઉં રે, દાદા સુણો—સિદ્ધા ચળે.
કુર કટમટી રાજા થયો, જે સુરજ કુંડમેં ચંદ,
ભગની ભોગી ઉધર્યો, ચંદ્ર શિખર નરેંન્દ્ર,
પ્રભુજી તારૂં ધ્યાન લગાડરે, દાદા સુણો— સિદ્ધા.
જો પ્રિત પાળો પુરવની, તો સન્મુખ ભાળો આપ;
પાપી અધમને ઉધરો, એ પ્રતિપાળની છાપ,
દયા નીધી દીલમાં દયા લાવોરે, દાદા સુણો— સિદ્ધા.
એ ઠામ છે સિદ્ધ અનંતનો, છે શાશ્વતો ગિરી રાજ,
સિદ્ધીપર પાંડવ પ્રમુખ છે મુક્તિ મંદીર આજ,
જુદા મોહથી જંગ મચાવુ રે, દાદા સુણો— સિદ્ધા.
તારો પ્રભુજી મુજને તો ગણું જગ દાતાર,
નથી ખજાને ખોટ તારે, તાર્યાં ઘણા નરનાર;

રૂડી આંગી તોરી રચાવું રે, દાદા સુણો— સિદ્ધા.
ત્રિભુવન વિશે નહી તિરથ, બીજું કહે વિરજીણંદ
ગિરીરાજના ગુણ ગાવે, સેવક સાંકળચંદ;
હરી જન્મ મરણ નહી પાવું રે, દાદા સુણો- સિદ્ધા.

---

## ગાયન ૧૫ મું.

---

( રાગ ઉપરનો )

ત્રિસલાના જાયારે, શરણે અમે આવ્યો,
સુણો એક વિનતી હોજી.
મેર કરીને ભવજળ પાર ઉતાર, ત્રિસલાના જાયા,
લાખ ચોરાશી યોનિમાં, ભ્રમણ કર્યું ભગવાન;
અન્ય મતોમાં રાચિયો નડ્યું બહુ અજ્ઞાન,
પામ્યો કુડી કાયારે સુણો એક વિનતી— ત્રિસલાના.
સદગુરૂના ઉપદેશથી જાણ્યો તારો ધર્મ,
એક ચિત્તથી આદરી, હવે ખપાવું કર્મ;
છોડું સઘળી માયારે સુણો એક વિનતી—ત્રિસલાના.
આનંદાદિક શ્રાવકો વ્રત ઉચરતા જેમ,
શિવરમણીને સાધવા અમે પણ કરશું તેમ;

ગુણ તમારા ગાયારે, સુણો એક વિનતી—ત્રિસલાના.
શ્રેણિકાદિક ભક્તને જીનપદ દીધ્યું જેમ,
મુક્તિ વિમળ કહે આપ જો અમને પ્રભુજી તેમ;
તારી ચંદન બાળારે, સુણો એક વિનતી—ત્રિસલાના.

---

વાચન ૧૬ મું.

(રાગ—વ્હાલા વેગે આવોરે.)

અચીરાના જાયારે. શાંતિ કહાવ્યારે દાદા મારા ભેટવા હોજી,
એજીનજીને તો ભેટંતા ભવ દુખ જાય,
દાદાને તો સેવંતા, શિવ સુખ થાય વ્હાલા— અચીરાના.
શાંતિનાથ પ્રભુ સોલમાં, તારો નાથ અનાથ,
વિશ્વસેન પિતા તણા, હેતે ઝાલો હાથ;
એજીનજીને તો ભેટંતા ભવ દુખ જાય,
દાદાને તો સેવંતા શિવ સુખ થાય વ્હાલા—ચચીરાના.
પારેવો ઉગાર્યો પ્રેમથી તિર્થંકર પદ લીધ,
તેવીજ રીતે અમને તારો હે દયાના રીધ,
નહી તારો તો ગુણ તમારા કોણ ગાય વ્હાલા—અચીરાના.
મુરતી તમારી જોઇને, મોહ્યા છે સૌજન,
આશાપુરોને અમારી દયાના ભગવન—

મુકિત વિમળજી જૈનશાળાને તારો,
અમને તો ભવજળ પાર ઉતારો—અચીરાના જાયા વ્હાલા.
દાદને તો સેવંતા શીવ સુખ થાય વ્હાલા,

---

## ગાયન ૧૭ મું.

( ગઝલ. )

અહો જીનરાજ શું કીધું, એ કિલા શીવ લઇ લીધું,
અનાદીકાળની પ્રીતિ, તોડીશું સુજ્ઞની રીતિ;
ખરા દિલદાર તે કહીએ, ખરા દાતાર તે લઇએ,
ઉગારે જે બહુ પ્રાણી, બધાને સારીખા જાણી;
તુમે તો મુજને ત્યાગી, થયા છો મોક્ષના ભાગી,
હવે હું સાંભળું શેનો, હવે તો ઓળખો શેનો.
તમે છોડયો પ્રભુ મુજને, તથાપિ ના તજું તુજને,
મુને તો આશરો તારો, કૃપાળુ નાથ તું મારો;
પુરવની પ્રિત સંભારી, મને લ્યોને તમે તારી,
કહે મુકિત વિમળ સાચું, બીજા દેવો નહી જાચું.



## ગાયન ૧૮ મું.

( બોલો મારા પ્રેમી પોપટજી એ રાગ. )

ચાલો પ્યારા ચેતન સિદ્ધા ચળ ચાલો,
ચાલો ચાલો ઋષભજીનવંદો;
વ્હાલો મારૂ દેવી માતાજીનો લાલો,
ચાલો ચાલો પાપનિકંદો
ધારી ધારી વદન જોવું ધારી;
મુરતી તારી શાંત સુધારસ તારી,
ન્યારી ન્યારી સકળ ગતિ ન્યારી— ચાલો પ્યારા.

---

## ગાયન ૧૯ મું.

( ગોવિંદ ગુણ ગાઓરે રે નરનાર એ રાગ )

શાંતિ નાથ ગુણ ગાઓરે રે નરનાર,
પ્રભુજીના ગુણ ગાઓરે રે નરનાર;
અચિરાના જાયા વ્હાલા, વિશ્વસેન કુળ આવ્યા પ્રભુજી,
દયાના દાતારી કહેવાયારે રે નરનાર— શાંતિ નાથ.
ભવ દુઃખ ભંજન, નાથ નિરંજન,
માતાની કુખે સોહાવ્યારે (૨) નરનાર— શાંતિ નાથ.

પારેવો ઉગાર્યો વ્હાલા પ્રિતેથી પ્રભુજી પ્યારા,
દર્શન કરે દુઃખ જાયેરે (૨) રે નરનાર—શાંતિ નાથ.
અમદાવાદની વ્હાલા, મુક્તિ વિમળજી પ્યારા,
જૈનશાળાને તારોરે (૨) રે નરનાર— શાંતિ નાથ.
શાંતિ નાથ ગુણ ગાઓરે રે નરનાર,
પ્રભુજીના ગુણ ગાઓરે રે નરનાર,

## ગાયન ૨૦ મું.

રાગ. આખી આલમને ઠગનારી )

આવી મુરતી મોહનગારી, ચિદાનંદ મહાવીર તારી,(૨)
ચિદાનંદ મહાવીર તારી, (૨) આવી મુરતી,
રાગને વારી, દ્વેષને મારી (૨)
કર્મ કટક ભવરણ સંહારી, મુક્તિ પુરી સણગારી. આવી.
કર્મ શું કરશે, ભર્મ શું કરશે (૨)
પ્રભુ કરૂણા કરશે તો તરશે, મુજથી મોહ સ્વીકારી. આ.
રોગ ન આવે, શોક ન આવે (૨)
ચાર ચોરનું જોર ન ફાવે, સ્હાય થાય જો તારી—આવી.
ચામર પાળો, બિરૂદ સંભારો (૨)
એકવાર જો સન્મુખ ભાળો તો થાઉં લઘુ સંસારી, આ.

પ્રભુતા ધારી, પતિત ઉદ્ધારી (૨)
સેવક સાંકળચંદ સુધારી, અરજી લ્યો અવધારી. આ.



## ગાયન ૨૧ મું.

મુને મુકી ન જાઓ ગિરનારીરે,
પ્યારા પુર્વની પ્રિતવિસારી;
દયા દિલધારી, લ્યો દાસી ઉદ્ધારી,
આવું સંગે બનીશ સણગારી. મુને.
સલુણા છેહ ન દીઓ,
વિચારી પ્રેમ કુવે પ્રિયાને ઉતારી;
ક્રોડ પુરોને નેમ મારા,
મંગળ દીયો વિભુ નારી— મુને.



## ગાયન ૨૨ મું.

મુને મુકી ગયા ગિરનારે, નેમજી છોગાળા (૨)
મારી તોડી આ ભવની પ્રિત, નેમજી છોગાળા—મુજને.

પશુ પંખીનો પુકાર, સુણી કરી સખી,
લીધો છે સંજમ વાટ,–નેમજી છોગાળા– મુજને.
જાદવ જાન લઈ આવિયા, નેમેશ્વર કુમાર,
જીવહિંસા સુણી કરી, રથ વાળ્યો ગિરનાર;
આઠ ભવની પ્રિ.ા સલુણાજી તમારી રે વ્હાલા,
નવ મને છોડી જાઓ, નેમગિરનારી રે વ્હાલા– મુજને

---

ગાયન ૨૩ મું.

મંગળાચરણ.

અતિ પરમ દયાળુ, દેવનો દેવ સાચો,
જગજન હિતકારી, તે પ્રભુ પાર્શ્વ જાચો;
મતિ રતિ નહી મારી, કેમ વિસ્તાર પામે,
ગતિ ગહન તમારી, જ્ઞાન ચક્ષુ દીપાવે;
કમઠધરણ જેને, છે સદા તુલ્ય ભાવે,
હરિહરક તમારી, સૌ જરા મુક્ત થાવે;
જીન ગુણ અતિ ગુંથી, આ રચી પુષ્પ માળા
પ્રભુપદકજવંદુ, જ્ઞાન આપો દયાળા;

---

### ગાયન ૨૪ મું.

ચલચેતન જીન પુજન જઇએ, જન્મ સફળ કરવા,
અસત્ય આ સંસાર તજીદે, ભવજળથી તરવા;
ધન્ય છે વિતરાગ ધન્ય છે મહા ભાગ,
કર્મ કટક સંહાર્યાં જેને, શિવરમણી વરવા (૨) ચલ.
રસિક જીન કરણી, પાર ઉતરણી,
મુક્તિ વિમળ જીન કરણીકર મોક્ષે સંચરવા (૨) ચલ.

---

### ગાયન ૨૫ મું.

( રાગ. આવો કુમકુમને પગલે. )

મનમંદીર આવો સ્વામી, જગજનના અંતર જામી,
જીનરાજ તુમે નિરાગી, સેવક તારો છે રાગી;
પ્રભુ પ્રિત અનાદી નીવાળી મુજને મુકયો વિસારી,
કરૂણા નીધિ કરૂણા લાવો, નીજદાસ કહી બોલાવો; (મ.
નહી ખોટ ખજાને સ્વામી, શી દીઠી મુજમાં ખામી,
મમ કૃતિઓ અધમ સુધારો, આ ભવસાગર નિસ્તારો;
તું સમરથ સાહિબ સાચો હું ભવ નાટકમાં નાચ્યો;
આ અરજી આપ સ્વીકારો, મુક્તિ વિમળને તારો,

---

### ગાયન ૨૬ મું.

નમું હુ દેવા પાર્શ્વનાથ, ભક્તિથી પાય લાગુ (૨) નમું હું
જીન શાસનના શણગાર, ઉતારો ભવજળ પાર;
કેવળ કમળા ઉરહાર (૨) રે હું દેવા. પાર્શ્વનાથ.

સાખી.

પુરિસાદાણી પાસજી, પામળ પાળ દયાળ,
અશરણ શરણ નિભાવજો, તારો ભવ જંજાળ-ભક્તિથી
જીન ત્રિભુવન તિલક સહાય, પ્રણમે સાંકળચંદ પાય,
મુક્તિ વિમળ ગુણ ગાય (૨) રે હુ દેવા પાર્શ્વનાથ.

---

### ગાયન ૨૭ મું.

( રાગ—થઇ પ્રેમ વંશ પાતળી. )

રે પ્રભુ પાર્શ્વજીન મુજ મળીયા,
મારા ભવના દુઃખ ટળીયારે— પ્રભુ.
પ્રિતે ગ્રહો મુજ હાથ પ્રભુજી,
ભવસાગરથી તારો;
જ્યોતિષે જ્યોત મિલાવો,
મારા ભવના પાતિક ટળીયારે— પ્રભુ.

ભાગ્યવંત કરો જીનજી મુજને,
અવિચળ સુખ થશે મારૂં;
છે તારક નામ તમારૂં,
મારા ભવના ફેરા ટળીયારે— પ્રભુ.
સેવક આપનો અરજ કરે છે,
રાજનગરની માહે;
ગ્રહો મુક્તિ વિમળની બાંહ્ય,
મારા મનમાં તુમે વસિયારે- પ્રભુ.



ગાયન ૨૮ મું.

( રાગ–શું કહું કથની મારી રાજ )

અંતર જામી સુણ અલવેસર, મહિમાત્રિ જગ તુમારો,
સાંભળીને આવ્યો હું તિરે, જન્મ મરણ દુખવારો, રાજ
અમને શીવ સુખ આપો,
અરજ કરે છે રાજ સેવક અમને શિવ સુખ આપો.
સહુકોના મન વંછીત પુરો, ચિંતા સહુની ચુરો;
એહવું બિરૂદ છે રાજ તુમારૂં, કેમ રાખો છો દુરે–રાજ.
સેવકને વલવલતો દેખી મનમાં મહેર ન ધરશો,

કરૂણાસાગર કેમ કહેવાશો, જો ઉપગાર ન કરશો. –રાજ
લટપટનું હવે કામ નહી છે. પ્રત્યક્ષ દરિસણ દીજે,
ધુંઆડે ધીજું નહિ સાહીબ, પેટ પડયાં પતીજે–રાજ.
શ્રી શંખેશ્વર મંડણ સાહિબ, વિનતડી અવધારો,
કહે જીન હર્ષ મયા કરી મુજને, ભવસાગરથી તારો–રાજ.

---

ગાયન ૨૯ મું.

વિમળા ચળવાસી મોરા વ્હાલા,
સેવકને વિસારો નહી, હે વિસારો નહીં;
જળ વિન મિન દુઃખ અતિ પામે,
જીણંદ આપ જાણો સહી, આપ જાણો સહી.
દુઃખ હરનારા, ભવિજન પ્યારા, શરણે છું મહારાજ;
આરચોર મુજ કેડે પડીયા પુન્ય રતનને કાજ.
પ્રભુજી હો પુન્ય રત્નને કાજ. સેવકને૦
પાપીચંડાળો પકડી મુજમાલ હરી લેનાર;
જીનજીનો મુજવારે આવો (૨) તો છું ઉગરનાર. સે૦
જન્મ મરણનાં દુઃખ બહુ વેઠયાં પણ નવ આવ્યો પાર;
તે દુઃખને દુર કરવા કારણ આવ્યો તુમ દરબાર સે૦

અરજી ઉર ધરીને હુનજર કરી સેવકની કરો સાર;
કૃપા તણાએ સિંધુ તુમ વીણુ, કોણુ ઉતારે પાર. સે૦
ભવદુઃખ ભંજન ભગવત કરો મુજ કઠણુ કરમનો નાશ;
પદપંકજ ચહે પ્રાણ મધુકર પુરોમનની આશ.
પ્રભુજી પુરો મનની આશ. સેવકને૦

ગાયન ૩૦ મું.

જીનરાજા તાજા મલ્લિબિરાજે ભોયણી ગામમાં (૨)
દેશદેશ કે જાત્રાળુ આવે પુજા સરસ રચાવે (૨)
મલ્લિજીનેશ્વરનામ સિમરકે (૨)
મનવંછીત ફળ પાવેરે—જીનરાજા૦
ચાતુરવર્ણ કે નરનારી મિલ, મંગળ ગિત કરાવે (૨)
જયજયકાર પંચધ્વનીવાજે, શિરપર છત્ર ફિરાવેજી—જી૦
હિંસકજ નહિં સાતજીપુજે, ચરણે શિશ નમાવે (૨)
તું બ્રહ્મા તું હરિ શિવશંકર, અવર દેવ નહિ ભાવેજી-જી૦
કરૂણા રસભર નયન કચોરે, અમૃત રસ વરસાવે (૨)
વદન ચંદ્ર ચકોાળ જ્યુ નીરખી, તન મન અતિ ઉલસાવે-
આતમરાજા ત્રિભુવનતાજા, ચિદાનંદ મનભાવે (૨)
મલ્લિજીનેશ્વર મનહર સ્વામી, (૨) તેરા દરસન સુહાવેજી-

## ગાયન ૩૧ મું.

છાન મોરા છબ, છાન મોરા વિર (૨)
એ. એ. પછી તમારી દોરી તાણું;
મહાવિર કુંવર ઝુલે પારણીયે.

હિરના છે દોર ઘુમે છે મોર (૨)
એ. એ. કોયલડી સુર નારી. મહાવીર૦

ઇંદ્રાણી આવે, હાલણ હુલણ લાવે (૨)
વિરને હેતે કરી હુલરાવે. મહાવીર૦
સુંદર બેની આવે, આભુષણ લાવે,
ખાજાં રૂડાં લાવે, મોતિ ચુરભાવે;
વિરને હેતે કરી જમાડે. મહાવીર૦

વિરમોટા થાશે, નિશાળે ભણવા જાશે, (૨)
એમ ત્રિસલામાતા હરખાશે. મહાવીર૦
નંદી વર્ધન આવે, રાણી રૂડી લાવે, (૨)
વિરને હેતે કરી પરણાવે. મહાવીર૦
વિર મોટા થાશે, જગમાં ગવાશે, (૨)
એમ મુક્તિ વિમળ ગુણ ગાવે. મહાવીર૦

## ગાયન ૩૨ મું.

---

પ્રભુ અજીત જણંદ અમને આપો પ્રિત કરી શિવનારી
લાખ ચોરાશી ભવમાં ભમતાં (૨)
આવ્યા છે પાસ તુમારી—પ્રભુ૦
ભવ આનંત માંહે જીનરાજ, દર્શન લીધું આજ;
હવે તને નહી છોડીએ સ્વામી, આશ પુરોને અમારી પ્રભુ૦
તારંગા માંહે મનોહાર, મુરતી આનંદકાર;
મુક્તિ વિમળ કહે તારી, રાખજો પાસ તુમારી— પ્રભુ૦

---

## ગાયન ૩૩ મું.

ગિરૂઆરે ગુણ તુમ તણા, શ્રીવર્ધમાન જીનરાયારે;
સુણતાં શ્રવણે અમીઝરે, મારી નિર્મળ થાયે કાયારે-ગિ૦
તુમ ગુણ ગણ ગંગાજળે, ઝીલી નિર્મળ થાઉરે;
અવરન ધંધો આદરૂં, નિશ દિન તોરા ગુણગાઉંરે- ગિ૦
ઝિલ્યા જે ગંગાજળે, તે છિલ્લર જળ નવિપેસેરે,
જે માલતી ફુલે મોહીઆ, તે બાવલ જઇ નવિ બેસેરે ગિ૦
એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યાને વળી માચ્યારે;
તે કેમ પરસુર આદરૂં, જે પરનારી વશ રાચ્યારે—ગિ૦

તું ગતિ તું મતિ આદરો, તું આલંબન મુજ પ્યારોરે;
વાચક જસ કહે માહરે, તું જીવન જીવ આધારોરે- ગિ૦

---

## ગાયન ૩૪ મું.

આવો આવો જસોદાના કંથ અમ ઘેર આવોરે
ભક્તિ વત્સલ ભગવંત નાથશે નાવોરે
એમ ચંદન બાળાને બોલડે પ્રભુજી આવીરે
મુંઠી બાકુળ માટે પાછા વળી બોલાવીરે— આ૦ ૧
સંકેત કરીને સ્વામી ગયા તમે વનમાં રે
થઇ કેવળી કેવલી કીધ ધરી જે મનમાંરે
એમ કેસર કેરા કીચ કરીને પૂજુ રે
તોએ પહેલે વૃત અતિચાર થકી હું ધ્રુંજુ રે— આ૦ ૨
જીવહિંસાના પચ્ચખાણ થુલથી કરીએરે
દુવિહંતિ વિહેણું પાઠ સદા અનુસરી એરે
વાશી બોળો વીદળનીશી ભક્ષ હિંસા ટાળુ રે
સવા વિસ્વા કેરી જીવદયા નિત્ય પાળુ રે— આ૦ ૩
દશ ચંદરવા દશ ઠામ બાંધાને રહીએરે
જીવ જાયે એવી વાત કોને કહીએરે

વધ બંધનને છવિચ્છેદ ભારન ભરીયેરે
ભાત પાણીનો વિચ્છેદ પશુને ન કરીયેરે— આ૦ ૪
લૌકિક દેવગુરૂ મિથ્યાત્વ ત્યાસી ભેદરે
તુજ આગમ સુણતાં આજ હોય વિચ્છેદરે
ચોમાસે પણ બહુકાજ જયણા પાળુંરે
પગલે પગલે મહારાજ વ્રત પાળુંરે— આ૦ ૫
એક શ્વાસ માંહી સો વાર સમરૂં તમને રે
ચંદન બાળા જેવું સાર આપો અમનેરે
માછી હરિબલ ફળદાય એ વ્રત પાળીરે
શુભવીર ચરણ સુપ સાય નિત્ય દીવાળીરે— આ૦ ૬

---

ગાયન ૩૫ સું. ( જ્ઞાનનું )

ભણો ધાર્મિક જ્ઞાન જૈન બંધુ અહિં
બંધુ અહિ સુખ તેમાં સહિ

સાખી.

તે ભણવાથી આપણા, હાં જાશે સઘળાં દુઃખ
કર્મ રહીત થઇ આત્મા, પામે અવિચળ સુખ.
જન્મ મરણ દુઃખ સહુ મટી જાય છે

નિર્મળ આત્મા થાએ સહી—ભણો૦
થાયે સહી ભાઇ થાયે સહી—ભણો૦

સાખી

રખડે છે સંસારમાં, અજ્ઞાની છે જેહ
કર્મ ખપાવે ચીકણા, જ્ઞાન ભણે છે તેહ
કર્મ ખપાવીને જ્ઞાનીઓ ગાજતા
મોક્ષમાં જાય તે તો જાણો સહી—ભણો૦
જાણો સહી તમે જાણો સહી

રાસડો

શાસ્ત્રમાં પહેલું જ્ઞાન, ને પછી કિરિયારે
તે વિના આ ભવમાંહિ, બહુજન રૂળીયારે
જ્ઞાનથી ભરતાદિક ભવથી તરી આરે
વળી ગુણ મંજરી વરદત્ત, શિવ સુખ વરીઆરે
મુક્તિ વિમળ કહે હવે જ્ઞાન આરાધીએ
સાધીએ શિવસુખ તેથી સહી—ભણો૦
તેથી સહી સુખ તેથી સહી—ભણો૦

ગાયન ૩૬ મું. ( કેળવણી ઉપર )

આનંદ, આનંદ, આનંદ, આજે, આનંદ અંગન માએ;

કેળવણી આપો છો પ્રિતે હર્ષ અતિશય થાયે
આજે આનંદરે.........................ધન્ય ઘડી જયકારી
દર્શ દષ્ટાંતે દુર્લભ એવો, માનવ આ પામી
ધર્મ તણી કેળવણી આપો, રહેશો અવિચળ નામી- આ૦
લક્ષ્મી જે પામ્યા છો તેનો, સદ ઉપયોગ સહુ કરજો
બાળકને કેળવણી આપી, ભવનાં દુઃખડાં હરજો- આજે૦
બની શકે તે પોતે આપો, અન્યથી મદદ અપાવો,
કરણ કરાવણને અનુમોદન, સરખાં ફળ નીપજાવો- આ૦
એક થઇને વિરના પુત્રો, કામ કરો તન મનથી
કોમ તણો અભ્યુદય કરવા, બની શકે તો ધનથી- આજે૦
જય જય થાશે જૈન ધરમનો, સકળ મનોરથ ફળશે,
જૈનશાળાના બાળક બોલે, ભવનાં દુઃખડાં ટળશે–આજે૦

ગાયન ૩૭ મું.

( રાગ આ તારા વચનો સારા )

ચાલો સહુ ભાઇ આજે, દર્શન જઇએ
દાદાને ભેટી સુખ લઇએરે....શાણા ચાલો સહુ
મુરતી મોહનગારી પ્રભુજીની છે
દર્શન કરી દુઃખોને કાપોરે....શાણા ચાલો સહુ

આવ્યાં સંસારમાં તો કરવાં સંસારનાજી
ભક્તિ કરી ભવની ફેરોરે....શાણા ચાલો સહુ
અમદાવાદની મુક્તિ વિમળજી જૈનશાળાજી
પુરણ પ્રેમથી પ્રભુજી તારોરે....શાણા ચાલો સહુ
ચાલો સહુ ભાઇ આજે દર્શન જઇએ.

ગાયન ૩૮ મું.

હાંરે ફીને દેખા હમેરા સ્વામી, સ્વામીજી અંતરજામીરે. ફીને
આઠ ભવકી પ્રિત પ્રકાશી, નવમેં ગયા શીવ ગામીરે, ફીને
સેંસા વનકી કુંજ ગલનમેં, મળ્યા મુને અંતરજામીરે. ફીને
આપ ચલે ગિરનારે ઉપર, નારી તારી કેવળ પામીરે- ફીને
કહે નથુ પ્રભુ નેમ નગીનો, કહું છું આજ શિર નામીરે. ફીને

---

કેરબો. ગાયન ૩૯ મું.

લેતા જાઓરે શામળીયા બીડી પાનનકી,
બીડી પાનનકી રે દીલજાન નકી. લેતા જાઓરે.
કથારે ચુના લવિંગ સોપારી,
વારિ તેરી દીલ જાનનકીરે. લેતા જાઓરે.
તાલ મરદંગ શરણાઇ સરોદા,
બાજી બની રંગ તાનનકીરે- લેતા જાઓરે.

સૈસાવનકી કુંજ ગલનમે;
લાગી ઝુરી શુભ ધ્યાનનકી રે,— લેતા જાઓરે.
કહે નથુ પ્રભુ ધર્મ પ્રકાશીત,
હું બલિહારી કેવળ જ્ઞાન નકીરે—લેતા જાઓરે.

---

ગાયન ૪૦ મું.

સમેત શિખર ચાલો જાઇએ મોરી સજની,
સમેત શિખર ચાલો જઇએ.
દેશ દેશકે જાત્રાળુ આવે,
અતિસુખ અતિસુખ લહીએ મોરી સજની. સમેત૦
વિશ ટુંકે વિશ જીનેશ્વર,
વંદીને પાવન થઇએ (૨) સમેત શિખર૦
મનવચ કાયા પ્રદક્ષિણા દે ફેર,
મુક્તિ પદ્મ પદ પહીએ મોરી સજની. સમેત૦

---

ગાયન ૪૧ મું.

( રાગ. કયાંથી આ સંભળાય મધુર સ્વર )

પુષ્પ પુજા કર આજ, ભવિકજન પુષ્પ પુજા કર આજ;
પામિશ શિવપુર રાજ.... ભવિકજન૦

નરભવ ઉપવન ચેતન માળી, શુભ કરણી ફુલ કાજ;
ભાવે પ્રભુની પૂજા કરતાં, તરશે તારૂં ઝાઝ....ભવિકજન૦
મોગર માલતી ચંપા ચંબેલી, જાઇ જુઇ પુન્નાગ;
કુમ કુમવરણાં જાસુદ લઈ ને પુજો આણી રાગ. ભવીકજન૦
કેતકી નિર્મળ હાઉદી ડમરો, બકુલ સુગંધી હાર;
વિવિધ જાતિનાં પુષ્પે પુજો, શીવ સુંદરી ભરથાર. ભવી૦
કુમાર પાળે પુરવ ભવમાં, ફુલે પુજ્યાં જીનરાજ;
પંચકોડીઓ પોતે ખરચી, તેથી પામ્યા રાજ. ભવીકજન૦
પુજા કુસુમની જે કોઇ કરશે, તરશે આ સંસાર;
મુક્તિ વિમળ કર્મ હઠાવી, રસીક વરે શીવનાર. ભવીકજન૦



## ગાયન ૪૨ મું.



કાનુડો શું જાણે મોરી પ્રીત—એ રાગ.

જરી સામું જુઓ શ્રી મહાવિર, હો ત્રિસલાના જાયા.
નરકગતિનું દુઃખ નાથ નિવારો (૨)
જમડા ત્યાં જાણે ચીરે; ચીરે ચીર ચરરરરરરરરરર જરી૦
પશુ પંખીના ભવ અમને ન આપો (૨)
પાપીડા મારે તાણી તીર; તાણી તરરરરરરરરરર....જરી૦

જખરૂં જોખમ કરે ચાર જોદ્ધાઓ (૨)
કાપો કુકરમી કથીર; કાપો કરરરરરરરરરર.... જરી૦
પ્રબળ અનળ ભવ માંહી બળુ છું પ્રભુ (૨)
ઉચરૂં શું અરજી અધીર; અરજી અરરરરરરરરરર. જરી૦
કેવળ પામી સ્વામી અંતરજામી પ્રભુજી (૨)
વસિયા છો સિદ્ધ સિલાને શીર; વશીયા સરરરરરરરરર.
મહાવીર મંડળ શીવ સુત કેશવને (૨)
આપ દયાના છાંટો નીર; છાંટો છરરરરરરરરરર....જરી૦

ગાયન ૪૩ મું.

(ચાલો સાહેલી, ભુવનેશ્વરીના સહુ મળીને દર્શન કરીએ.)
આજે આનંદે, અભિનંદનને વંદના કરવાને જઇએ,
શિવ સુખ કારી, મોહનગારી, મુર્તિ પ્રભુની અંતર ધરીએ
ભાવધરીજે વંદન કરીએ, તો તદરૂપ બની રહીયે,
જન્મ મરણનાં દુઃખ અનંતા, કાપીને નિર્મળ થઇએ;
સામજી કહે છે તેને સેવી, શિવમંદીરમાં ઝટ જઇએ. આજે૦

ગાયન ૪૪ મું.

(આ, આ, આ. વ્હાલા વ્રજલાલ સાથે લાગીરે લગની યા.)
આ. આ. આ. વ્હાલા વિર જીણંદ સાથે,
લાગીરે લગનીયા મારા મહારાજ;

મનમંદીરમાં પ્રભુની, પધરાવી મુર્તિ મેંતો;
વિરને હાથ છે મારી લાજ,
તન મનમાં વ્યાપો કાપો પાપો. આ. આ. આ. વા'લા૦
અધમ ઉદ્ધારણ સ્વામી, સેવમાં શી છે ખામી;
મુક્તિ વિમળને તારો આજ. આ. આ. આ. વા'લા૦

---

( આરતી ૧ લી ) ૪૫ મું.

જય જય આરતી આદી જીણંદા,
નાભીરાયા મારૂ દેવીકો નંદા;
પહેલી આરતી પુજા કીજે,
નરભવ પામીને લ્હાવો લીજે. જય જય આરતી૦
દુસરી આરતી દીન દયાળા,
ધુળેવ નગરમાં જગ અજુઆળા;
તિસરી આરતી ત્રિભુવન દેવા,
સુરનર ઇંદ્ર કરે તોરી સેવા. જય જય૦
ચોથી આરતી ચઉગતી ચુરે,
મનવંછીત ફળ શીવ સુખ પુરે;
પંચમી આરતી પુન્ય ઉપાયો,
મુળચંદે રીખવ ગુણગાયો. જય જય૦

## ( આરતી ૨ જી ) ૪૬ મું.

જય જય આરતી શાંતિ તુમારી,
તોરા ચરણ કમળકી મેં જાઉં બલિહારી. જય જય૦
વિશ્વસેન અચીરાજીકે નંદા,
શાંતિનાથ મુખ પુનમ ચંદા. જય જય૦
ચાલીશ ધનુષ્ય સોવન મય કાયા,
મૃગ લંછન પ્રભુ ચરણ સુહાયા; જય જય૦
ચક્રવર્તિ પ્રભુ પંચમા સોહે,
સોલમાં જીનેશ્વર જગ સૌ મોહે. જય જય૦
મંગળ આરતી તોરી કીજે,
જન્મ જન્મનો લ્હાવો લીજે. જય જય૦
કરજોડી સેવક ગુણ ગાયે,
સૌ નરનારી અમર પદ પાવે. જય જય૦

---

## આરતી ૩ જી ) ૪૭ મું.

જય દેવ, જય દેવ, જયજીનવરદાતા પ્રભુ જય જીનવરદાતા;
આરતી અરિહા કેરી, આરતી અરિહા કેરી
કરતા સુખ શાતા. જય દેવ જય દેવ૦
દુસરી આરતી નાથ શેત્રુંજય કરતા. પ્રભુજય૦

પાપ પડલ સૌ જાવે પાપ પડલ સૌ જાવે
ગિરિ ઉપર ચઢતાં. જય દેવ જય દેવ૦
આરતી કરતાં ઇંદ્ર ત્રિભુવનની ત્રીજી. પ્રભુજય૦
કંચનગિરી ઉપર, કંચનગિરિ ઉપર;
મનથી બહુ રીઝી. જય દેવ જય દેવ૦
ચોથી આરતી નાથ ચૌગતી તો જાવે, ચૌગતી જાવે.
ભાવે ભગતી કરીએ, ભાવે ભગતી કરીએ;
ભવજળને તરવા જય દેવ જય દેવ૦
પંચમી આરતી નાથ પવિત્ર થવા કરીએ. પ્રભુ૦ પવિત્ર૦
આ ભવજળમાં રહીને આ ભવજળમાં રહીને;
લ્હાવો સુભ લહીએ. જય દેવ જય દે૦
આરતી પંચ ઉતારી જીનવર ગુણગાવા. પ્રભુ જીનવર૦
પ્રિતમ તુમ પરતાપે કળ શુદ્ધો થાવા જય દેવ જય દેવ૦

---

( આરતી ૪ થી ) ૪૮ મું.

અપ્સરા કરતી આરતી જીન આગે,
હાંરે જીન આગેરે જીન આગે;
હાંરે એ તો અવિચળ સુખડાં માંગે,
હાંરે નાભિનંદન પાસ. અપછરા૦ ૧

તાથેઇ નાટીક નાચતી પાય ઠમ કે,
હાંરે દોય ચરણે ઝાંઝર ઝમકે;
હાંરે સોવન મય ઘુઘરી ઘમકે,
હાંરે લેતી ફુદડી બાળ. અપછરા૦ ૨

તાલ મૃદંગને વાંસળી ડફવીણા,
હાંરે રૂડાં ગાવંતી સ્વર ઝીણા;
હાંરે સુણી ચાતક જન અતી લીણા,
હાંરે જોતી મુખડું નિહાળ. અપછરા૦ ૩

ધન્ય મરૂદેવી માતને પ્રભુ જાયા,
હાંરે તોરી કંચન વરણી કાયા;
હાંરે મેંતો પુરવ પુન્યે પાયા,
હાંરે દેખ્યો તોરો દેદાર. અપછરા૦ ૪

પ્રાણ જીવન પરમેશ્વર પ્રભુ પાયો,
હાંરે પ્રભુ સેવક હું છું તારો;
હાંરે ભવો ભવનાં દુઃખડાં વારો,
હાંરે તુમે દીન દયાળ. અપછરા૦ ૫

સેવક જાણી આપણો ચિત્ત ધરજો,
હાંરે મોરી આપદા સઘળી હરજો;
હાંરે મુની માણેક સુખીઓ કરજો,
હાંરે જાણી પોતાનો બાળ. અપછરા૦ ૬

( આરતી ૫ મી ) ૪૯

જય દેવ, જય દેવ, જય શિવના ગામી (પ્રભુ જય) (૨)
ત્રણ ભુવનના સ્વામી (૨) વંદુ શીર નામી. જય દેવ.
અશ્વસેન કુલચંદ વામાના જાયા (પ્રભુ વામાના) (૨)
નગરી વણારશી રાયા (૨) હરી લંછન પાયા. જય દેવ.
ત્રેવીસમા પ્રભુ પાર્શ્વ કર્મ વૈરી વારો ( પ્રભુ કર્મ ) (૨)
અનુકંપા દીલ લાવી (૨) ભવ સિંધુ તારો. જય દેવ.
દુઃખ વિદારણ દેવ ચાર ગતિ કાપો (પ્રભુ ચાર ) (૨)
અજરામર અવીચળ પદ (૨) કીંકરને આપો. જય દેવ.
જૈન સભા મુક્તિ વિમલ વંદે છે તુજને (પ્રભુ વંદે છે.(૨)
સૌભાગ્ય વિમલ કહે છે (૨) શીવપદ ઘો મુજને. જયદેવ

( મંગળ દીવો ) ૫૦

ચારે મંગળ ચાર આજ મારે ચારો મંગળ ચાર,
દેખ્યો દરસ સરસ જીનજીકો, શોભા સુંદર સાર. આજ.
છીનુ છીનુ છીનુમન મોહન ચરચો, ઘસી કેસર ઘનસાર.
વિવિધ જાતિ કે પુષ્પ મંગાવો, મોગર લાલ ગુલાલ. આજ
ધુપ ઉખેવો ને કરો આરતિ, મુખ બોલો જયકાર. આજ.
હર્ષ ધરી આદીશ્વર પુજો, ચૌમુખ પ્રતિમા ચાર. આજ.
હૈયે ધરી ભાવ ભાવના ભાવો, જિમ પામો ભવપાર. આજ
સકળ સંઘ સેવક જીનજીકો, આનંદ ઘન ઉપકાર. આજ

( મંગળ દીવો ) ૫૨

દીવોરે દીવો ! મંગલીક દીવો,
આરતી ઉતારણ બુહુ ચિરંજીવો;
સોહામણું ઘેર પર્વ દિવાળી,
અમર ખેલે અમરા બાળી.
દિપાળ ભણે એણે કુળે અજુ આળી,
ભાવે ભગતે વિઘન નિવારી.
દિપાળ ભણે દાણે કળી કાળે,
આરતી ઉતારી રાજા કુમાર પાળે.
અમ ઘેર મંગલિક તુમ ઘેર મંગલિક,
મંગલિક ચતુર્વિધ સંઘને હોજો.

વધાઇ.

દીનાનાથની વધાઈ વાગે છે. (૨)
સરણાઈ શિર નોબત વાગે,
ઓર ધન ધન ધન ગાજે છે. ( દીનાનાથની )
ઇંદ્રાણી મળી મંગળ ગાવે,
મોતીડાના ચોક પુરાવત રે. દીનાનાથની.
સેવક પ્રભુજીસે અરજ કરત હે,
ચરણોની સેવા પ્યારી લાગત હે દીનાનાથની.

## ભાવના.

આજનો લાહો લીજીએ રે કાલ કોને દીઠી છે.
અવસરીઓ વહી જાય છે રે કાલ કોને દીઠી છે,
ખાનારા સૌ ખાઇ જશે રે કાલ કોને દીઠી છે.
દાટયું હોય તો કાઢજો રે કાલ કોને દીઠી છે,
લુટનારા લુટી જશેરે કાલ કોને દીઠી છે.
માથે પડસે તુજનેરે કાલ કોને દીઠી છે,
આજનો લાહો લીજીએરે કાલ કોને દીઠી છે.
થેઇઆ થેઇઆ નાટક કરતા, દાદાને દરબારરે,
રાવણ રાયે નાટક કીધું, અષ્ટાપદ ગિરિ ઉપરરે.
સમકીત દૃષ્ટી એજ વખાણ્યો, તિર્થંકર પદ બાંધ્યું રે,
થેઇઆ થેઇઆ નાટક કરતા, દાદાને દરબાર રે.
હળવે હળવે તાલી વાગે, તાલી તાલ મીલાવોરે,
છપન ઉપર છ ગયા ને, સાંભળ વરની નાર રે.
જેને શેત્રુંજો ભેટયો નહિરે, તેનો એળે ગયો અવતારરે.
હળવે હળવે તાલી વાગે, તાલી તાલ મીલાવોરે.
વીર જીણંદા છો સુખ કંદા, કષ્ટ અમારા કાપોને,
મહેર કરી મહારાજ અમોને, સહાય તમારી આપોરે.
પ્રભુ હું છું સેવક તમારોરે, હવે હાથ અમારો ઝાલોરે.

હવે નથી બીજો કોઇ આરો રે, અંતે છે સરણું તમારૂં રે.
વીર જીણંદા છો સુખ કંદા, કષ્ટ અમારા કાપોને.
પ્રભુના મુખડા ઉપર વારી લાલ લટકાળા,
લટકે ચંદન બાલા તારી છેલ છોગાળા.
ચરણે ચંદ કોશીઓ ડસીઓ, લાલ લટકાળા
એતો તો દેવલોક જઇ વસીયો છેલ છોગાળ.
સુંદર શીશીને બલીહારી લાલ લટકાળા,
એવી રીત તમારી ન્યારી છેલ છોગાળા.
કીધું સુળીનું સિંહાસન લાલ લટકાળા,
ઉગાર્યા સુંદર સેનરાજા છેલ છોગાળા.
પ્રભુના ગુખડા ઉપર વારી લાલ લટકાળા

સર્વ માંગલ્ય માંગલં,
સર્વ કલ્યાણ કારણં;
પ્રધાણં સર્વ ધર્માણ,
જૈનં જયતિ સાસનં.

બોલો શ્રી આદેશ્વર ભગવાનકી જે.

इति संपुर्ण

॥ श्री ॥

# ॥ पूजासंग्रह. ॥



## ॥ અથ પંડિત શ્રી વીરવિજયજી કૃત ॥

## ॥ સ્નાત્રપૂજા આરંભઃ ॥



॥ કાવ્યં ॥ દ્રુતવિલંબિતવૃત્તમ ॥

સરસશાંતિસુધારસસાગરં.<br>
શુચિતરં ગુણ રત્ન મહાગરં<br>
ભવિકપંકજબોધદિવાકરં,<br>
પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરં ૧

દોહા.

કુસુમાભરણ ઉતારિને, પડિણા ધરિય વિવેક<br>
મજ્જન પીઠે થાપિને, કરિયે જળ અભિષેક ૨

## ગાથા આર્યાગિતિ.

જિણ જમ્મ સમય મેરૂ, સિહરં રયણ કણય કલસેહિં,
દેવા સુરહિ ણ્હવિઉ, તે ધન્ના જેહિ દિઠોસિ.

## કુસુમાંજલિ ઢાળ.

નિર્મલજળ કલશે ન્હરાવે, વસ્ત્ર અમુલક અંગ ધરાવે, કુસુમાંજલિ મેલો આદિ જિણંદા, સિદ્ધસ્વરૂપી અંગ પખાલી, આતમ નિર્મળ હુઇ સુકુમાળી ( કુ૦ ) ૪

## ગાથા આર્યા ગીતિ.

મચકુંદ ચંપ માલઇ, કમલાઇ પુપ્ફ પંચ વણ્ણાઇં,
જગનાહ ન્હવણસમયે, દેવા કુસુમાંજલી દિંતી.

નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્યઃ

## કુસુમાંજલિ ઢાળ.

રયણ સિંહાસન જિન થાપીજે, કુસુમાંજલિ પ્રભુ ચરણે દીજે, કુસુમાંજલિ મેલો શાંતિજિણંદા. ૬

## દોહા.

જિણ તિહું કાલય સિદ્ધની, પડિમા ગુણ ભંડાર,
તસુ ચરણે કુસુમાંજલિ, ભવિક દુરિત હરનાર, ૭

નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્યઃ

## કુસુમાંજલિ ઢાળ.

કૃષ્ણાગરૂ વર ધુપ ધરીજે, સુગંધ કર કુસુમાંજલિ દીજે, કુસુમાંજલિ મેલો નેમિ જિણંદા

## ગાથા આર્યા ગીતિ.

જસુ પરિમલ બલ દહદિસિં, મહુકર ઝંકાર સદ્દસંગીયા
જિણ ચલણોવરિ મુક્કા, સુરનર કુસુમાંજલિ સિદ્ધા, ૯
નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્યઃ

## કુસુમાંજલિ ઢાળ.

પાસ જિણેસર જગ જયકારી જલ થલ ફુલ ઉદક કર ધારી, કુસુમાંજલિ મેલો પાર્શ્વજિણંદા ૧૦.

## દોહા

મુકે કુસુમાંજલિ સુરા, વીરચરણ સુકુમાલ,
તે કુસુમાંજલિ ભવિકનાં પાપ હરે ત્રણ કાળ ૧૧.
નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્યઃ

## કુસુમાંજલિ ઢાળ

વિવિધ કુસુમ વરજાતિ ગહેવી, જિનચરણે પણમંત ઠવેવી, કુસુમાંજલિ મેલો વીર જિણંદા.

### વસ્તુ છંદ.

ન્હવણકાળે ન્હવણકાળે, દેવદાણવ સમુચ્ચિયં, કુસુમાંજલિ તહિં સંઠવિય, પસરંત દિસિ પરિમલસુગંધિય, જિણપયમલે નિવડેઇ, વિગ્ઘહર જસ નામ મંતો અનંત ચઉવીસ જિન વાસવ મલિય અસેસ, સા કુસુસુમાંજલિ હકરો, ચઉવિહ સંઘ વિસેસ, કુસુમાંજલિ મેલો ચઉવીશ જિણંદા ૧૩.

નમોઽર્હંત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્યઃ

અનંત ચઉવીસી જિનજી જુહારૂં, વર્ત્તમાન ચઉવીસ સંભારૂં, કુસુમાંજલિ મેલો ચોવીશ જિણંદા ૧૪,

### દોહા.

મહાવિદેહે સંપ્રતિ, વિરહમાન જિન વીશ,<br>
ભક્તિભરે તે પૂજિયા, કરો સંઘ સુજગીશ ૧૫<br>
નમોઽર્હંત સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્યઃ

### કુસુમાંજલિ ઢાળ.

અપચ્છરમંડલિ ગીત ઉચ્ચારા, શ્રી શુભવીર વિજય જયકારા, કુસુમાંજલિ મેલો સર્વ જિણંદા ૧૬

ઇતિ શ્રી કુસુમાંજલયઃ

## અથ કલશ દોહા.

સયલ જિણેસર પાય નમિ, કલ્યાણક વિધિ તાસ;
વર્ણવતાં સુણતાં થકાં, સંઘની પૂગે આશ. ૧

## ઢાળ.

એક દિન અચિરા હુલરાવતી એ દેશી.

સમક્તિગુણઠાણે પરિણમ્યા, વળી વ્રતધર સંયમ સુખ રમ્યા, વીશ થાનક વિધિયે તપ કરી, એસી ભાવ દયા દિલમાં ધરી ૧ જો હોવે મુજ શક્તિ ઇસી, સવિ જીવ કરૂં શાસન રસી, શુચિરસ ઢલતે તિહાં બાંધતાં તીર્થંકર નામ નિકાચતા ૨ સરાગથી સંયમ આચરી, વચમાં એક દેવનો ભવ કરી, ચવિ પન્નર ક્ષેત્રે અવતરે, મધ્ય-ખંડે પણ રાજવી કુલે ૩ પટરાણી કુખે ગુણનિલો, જેમ માનસરોવર હંસલો, સુખશય્યાયે રજની શેષે, ઉત-રતાં ચઉદ સુપન દેખે. ૪

## ઢાળ સ્વમના

પહેલે ગજવર દીઠો, બીજે વૃષભ પઇઠ્ઠો, ત્રીજે કેશરીસિંહ, ચોથે લક્ષ્મી અબિહ ૧ પાંચમે ફુલની માળા, છઠે ચંદ્ર વિશાળા, રવિ રાતો ધ્વજ મોહોટો, પૂરણકળશ

નહિ છોટો ૨ દશમે પદ્મ સરોવર, અગિયારમે રત્નાકર, ભુવન વિમાન રત્નગંજી, અગ્નિશિખા ધૂમવર્જી ૩ સ્વપ્ન લહિ જઇ રાયને ભાસે, રાજા અર્થ પ્રકાશે, પુત્રતીર્થંકર ત્રિભુવન નમશે, સકલ મનોરથ ફળશે ૪

વસ્તુ છંદ.

અવધિનાણે અવધિનાણે, ઉપના જિનરાજ ।। જગત જસ પરમાણુઆ, વિસ્તર્યાં વિશ્વજંતુ સુખકાર ।। મિથ્યાત્વ તારા નિર્બલા, ધર્મઉદય પરભાતસુંદર ।। માતા પણ આણંદિયાં, જાગતી ધર્મ વિધાન ।। જાણંતી જગતિલક સમો, હોશે પુત્ર પ્રધાન ।। ૧ ।।

।। દોહા ।।

શુભલગ્ને જિન જનમિયા, નારકીમાં સુખ જ્યોત ।।
સુખ પામ્યા ત્રિભુવન જના, હુઓ જગત ઉદ્યોત ।।૧।।

।। ઢાળ ।।

।। કડખાની દેશી ।।

સાંભળો કળશ જન, મહોત્સવનો ઇહાં ।। છપ્પન કુમરી દિશિ, વિદિશિ આવે તિહાં ।। માય સુત નમિય, આણંદા અધિકો ધરે ।। અષ્ટસંવર્ત્ત વાયુથી કચરો હરે

॥ ૧ ॥ વૃત્તિ ગંધોદકે, અષ્ટ કુમરી કરે ॥ અષ્ટ કલશા ભરા, અષ્ટ દર્પણ ધરે ॥ અષ્ટ ચામર ધરે, અષ્ટ પંખા લહી ॥ ચાર રક્ષા કરી, ચાર દીપક ગ્રહી ॥ ૨ ॥ ઘર કરી કેલનાં, માય સુત લાવતી ॥ કરણ શુચિ કર્મ જળ, કલશે ન્હરાવતી ॥ કુસુમ પૂજી અંલકાર પેહેરાવતી ॥ રાખડી બાંધી જઇ, શયન પધરાવતી ॥ ૩ ॥ નમિય કહે માય તુજ, બાળ લીલાવતી ॥ મેરૂ રવિ ચંદ્ર લગે, જીવજો જગપતી ॥ સ્વામિ ગુણ ગાવતી, નિજ ઘર લાવતી ॥ તેણે સમે ઇંદ્ર, સિંહાસન કંપતી ॥ ૪ ॥

॥ ઢાળ ॥

॥ એકવીશાની દેશી ॥

જિન જન્મ્યાજી, જિણ વેળા જનની ઘરે ॥ તિણ વેળાજી, ઇંદ્રસિંહાસન થરહરે ॥ દાહિણોત્તરજી, જેતા જિન જનમે યદા ॥ દિશિનાયકજી, સોહમ ઇશાન બેહુ તદા ॥ ૧ ॥

॥ ત્રુટક ॥

તદા ચિંતે ઇંદ્ર મનમાં, કોણ અવસર એ બન્યો ॥ જિનજન્મ અવધિ નાણે જાણી, હર્ષ આનંદ ઉપન્યો ॥

સુઘોષ આદે ઘંટનાદે, ઘોષણા સુરમે કરે ॥ સવિ દેવીદે વા જન્મમહોત્સવે, આવજો સુરગિરિવરે ॥ ૨ ॥

॥ ઢાળ ॥ પુર્વલી ॥

એમ સાંભળીજી, સુરવરકોડિ આવી મળે ॥ જન્મ મહોત્સવજી, કરવા મેરૂ ઉપર ચલે ॥ સોહમપાતજી, બહુ પરિવારે આવિયા ॥ માય જિનનેજી વાંદી પ્રભુને વધાવિયા ॥ ૩ ॥

॥ ત્રુટક ॥

વધાવી બોલે હે રત્નકૂખ, ધારિણી તુજ સુતતણો ॥ હું શક્ર સોહમ નામે કરશું, જન્મ ઉત્સવ અતિ ઘણો ॥ એમ કહી જિન પ્રતિબિંબ થાપી, પંચરૂપે પ્રભુ ગ્રહી ॥ દેવ દેવી નાચે હર્ષ સાથે, સુરગિરિ આવ્યા વહી ॥૪॥

॥ ઢાલ ॥ પૂર્વલી ॥

મેરૂ ઉપરજી. પાંડુકવનમે ચિહું દિશે ॥ શિલા ઉપરજી, સિંહાસન મન ઉલ્લસે ॥ તિહાં બેસીજી, શક્રે જિન ખોળે ધર્યા ॥ હરિ ત્રેશઠજી, બીજા તિહાં આવી મળ્યા ॥ ૫ ॥

॥ ત્રુટક ॥

મળ્યા ચોસઠ સુરપતિ તિહાં, કરે કળશ અડ જાતિ ના ॥ માંગધાદિ જળ તીર્થ ઔષધિ, ધૂપ વળિ બહુ

ભાતિના ॥ અચ્યુતપતિયે હુકમ કીનો, સાંભળો દેવા સવે ॥ ખીરજલધિ ગંગાનીર લાવો, ઝટિતી જીન મહોત્સવે ॥ ૬ ॥

॥ ઢાળ ॥

॥ વિવાહલાની દેશી ॥

સુર સાંભળીને સંચરીયા, માગધ વરદામે ચલીયા ॥ પદ્મદ્રહ ગંગા આવે, નિર્મળ જળ કળશા ભરાવે ॥ ૧ ॥ તીરથ ફળ ઓષધિ લેતા, વળિ ખીરસમુદ્રે જાતા ॥ જળ કળશા બહુલ ભરાવે, ફુલ ચંગેરી થાળ લાવે ॥ ૨ ॥ સિંહાસન ચામર ધારી, ધુપધાણાં રકેબી સારી ॥ સિદ્ધાંતે ભાખ્યા જેહ, ઉપકરણ મિલાવે તેહ ॥ ૩ ॥ તે દેવા સુરગિરિ આવે, પ્રભુ દેખી આનંદ પાવે ॥ કળશાદિક સહુ તિહાં ઠાવે, ભકતે પ્રભુના ગુણ ગાવે ॥૪॥

॥ ઢાળ ॥

॥ રાગ ધન્યાશ્રી ॥

આતમ ભક્તિ મળ્યા કેઈ દેવા, કેતા મિત્તનું જાઇ ॥ નારી પ્રેર્યા વળિ નિજ કુલવટ, ધર્મી ધર્મ સખાઇ ॥ જોઇસ વ્યંતર ભુવનપતિના, વૈમાનિકસુર આવે ॥ અચ્યુતપતિ હુકમે ધરી કળશા, અરિહાને નવરાવે ॥ આ૦

॥ ૧ ॥ અડજાતિ કળશા પ્રત્યેકે, આઠ આઠ સહસ પ્રમાણે ॥ ચઉસઠ્ઠ સહસ હુઆ અભિષેકે, અઢિસેં ગુણા કરી જાણે ॥ સાઠ લાખ ઉપર એક કોડી, કળશાના અધિકાર ॥ બાસઠ ઈંદ્રતણા તિહાં બાસઠ, લોકપાલના ચાર ॥ આ૦ ॥ ૨ ॥ ચંદ્રની પંક્તિ છાસઠ છાસઠ, રવિસેણી નરલોકો ॥ ગુરૂસ્થાનક સુરકેરો એકજ, સામાનિકનો એકો ॥ સોહમપતિ ઇશાનપતિની, ઈંદ્રાણીના સોળ ॥ અસુરની દશ ઈંદ્રાણી નાગની, બાર કરે કલ્લોલ ॥ ॥ આ૦ ॥ ૩ ॥ જ્યોતિષ વ્યંતર ઈંદ્રની ચઉ ચઉ, પર્ષદા ત્રણનો એકો ॥ કટકપતિ અંગરક્ષક કેરો, એક એક સુવિવેકો ॥ પરચુરણ સુરનો એક છેલ્લો, એ અઢીસેં અભિષેકો ॥ ઇશાનઈંદ્ર કહે મુજ આપો, પ્રભુને ક્ષણ અતિરેકો આ૦ ॥ ૪ ॥ તવ તસ ખોલે ઠવિ અરિહાને, સોહમપતિ મનરંગે ॥ વૃષભરૂપ કરિ શ્રૃંગ જળે ભરી, ન્હવણ કરે પ્રભુ અંગે ॥ પુષ્પાદિક પૂજીને છાંટે, કરી કેશર રંગ રોલે ॥ મંગળ દીવો આરતી કરતાં, સુરવર જયજય બોલે ॥ આ૦ ॥ ૫ ॥ ભરી ભુંગળ તાલ બજાવત, વળિયા જિનકર ધરી ॥ જનનીઘર માતાને સોંપી, એણિપરે વચન ઉચ્ચારી ॥ પુત્ર તમારો સ્વામી

હુમારો, અમ સેવક આધાર ॥ પંચ ધાવી રંભાધિક થાપિ, પ્રભુ ખેલાવણ હાર ॥ આ૦ ॥ ૬॥ બત્રીશ કોડિ કનક મણિ માણિક, વસ્ત્રની વૃષ્ટિ કરાવે ॥ પૂરણ હર્ષ કરેવા કારણ, દ્વીપ નંદીસર જાવે ॥ કરિય અઠ્ઠાઇ ઉત્સવ દેવા, નિજ નિજ કલ્પ સધાવે ॥ .દિક્ષા કેવલને અભિ-લાષે, નિત નિત જિન ગુણ ગાવે ॥ આ૦ ॥ ૭ ॥ તપ-ગચ્છ ઇસર સિંહ સૂરીસર, કેરા શિષ્ય વડેરા ॥ સત્ય વિજય પન્યાસતણે પદ, કપૂરવિજય ગંભીરા ॥ ખિમા-વિજય તસ સુજયવિજયના, શ્રી શુભ વિજય સવાયા ॥ પંડિત વીરવિજય શિષ્યે જિન, જન્મ મહોત્સવ ગાયા ॥ આ૦ ॥ ૮ ॥ ઉત્કૃષ્ટા એકશોને સિત્તેર, સંપ્રતિ વિ-ચરે વીશ ॥ અતીત અનાગત કાળે અનંતા, તીર્થંકર જગદીશ ॥ સાધારણ એ કળશ જે ગાવે, શ્રી શુભવીર સવાઇ ॥ મંગળલીલા સુખભર પાવે, ઘર ઘર હર્ષ વધાઇ ॥ આ૦ ॥ ૯ ॥

॥ ઇતિ પંડિત શ્રીવીરવિજયજી કૃત સ્નાત્રપૂજા સમાપ્ત ॥



# પંડિત શ્રી વીરવિજયજીકૃત પંચકલ્યાણક મહોત્સવેઽષ્ટપ્રકારી પૂજા પ્રારંભઃ ॥

॥ તત્ર ॥

## ॥ચ્યવનકલ્યાણકે પ્રથમ પુષ્પપૂજા પ્રારંભઃ॥

॥ દોહા ॥

શ્રી શંખેશ્વર સાહિબો, સુરતરૂ સમ અવદાત, પુરિસાદાણી પાસજી, ષટદર્શન વિખ્યાત, ૧. પંચમે આરે પ્રાણિયા, સમરે ઉઠી સવાર, વાંછિત પૂરે દુઃખ હરે, વંદુ વાર હજાર. ૨. અવસર્પિણિ ત્રેવીશમા. પાર્શ્વનાથ જખ હૂંત, તસ ગણધર પદ પામિને, થાશો શિવવધૂકંત. ૩. દામોદર જિનમુખ સુણી, નિજ આતમ ઉદ્ધાર, તદા આષાઢી શ્રાવકે, મુર્ત્તિ ભરાવી સાર. ૪. સુવિહિત આચારજ કને, અંજનશલાકા કીધ ॥ પંચકલ્યાણક ઉત્સવે, માનું વચનજ લીધ ॥ ૫ ॥ સિદ્ધસ્વરૂપ રમણ ભણી, નૌતમ પડિમા જેહ ॥ થાપિ પંચકલ્યાણકે, પૂજે ધન્ય નર તેહ ॥ ૬ ॥ કલ્યાણક ઉત્સવ કરી, પૂરણ હર્ષ નિમિત્ત ॥ નંદી સર જઇ દેવતા, પૂજે શાશ્વત ચૈત્ય કલ્યાણક પૂજન સહિત, રચના રચશું તેમ ॥ દુર્જન વિષધર

ડોલશે, સજ્જનમનશું પ્રેમ ॥ ૮ ॥ કુસુમ ફળ અક્ષત તણી, જલ ચંદન મનોહાર ધુપ દીપ નૈવેદ્યશું, પૂજા અષ્ટ પ્રકાર ॥ ૯ ॥

॥ ઢાળ ॥

॥ પ્રથમ પૂરવદિશે—એ દેશી ॥

પ્રથમ એક પીઠિકા, ઝગમગે દીપિકા; થાપી પ્રભુ પાસ તે, ઉપરે એ ॥ રજત રકેબીયો, વિવિધ કુસુમે ભરી હાથ નર નારી ધરી, ઉચ્ચરે એ ॥ ૧ ॥ કનકબાહૂભવે, બંધ જિનનામનો, કરિય દશમે દેવ લોકવાસી ॥ સકલ સુરથી ઘણી, તેજકાંતિ ભણી, વીશસાગર સુખ, તે વિલાસી ॥ ૨ ॥ ક્ષેત્રદશ જિનવરા, કલ્યાણ પાંચશે, ઉત્સવ કરત સુર સાથશું એ ॥ થઇય અગ્રેસરી, સાસય જિનતણી, રચત પૂજા નિજ હાથશું એ ॥ ૩ ॥ યોગશાસ્ત્રે મતા, માસ ષટ થાકતા, દેવને દુઃખ બહુ જાતિનું એ ॥ તે નવી નિપજે, દેવજિન જીવને, જોવતાં ઠાણ ઉપપાતનું એ ॥ ૪ ॥ મુગતિપુર મારગે, શીતલ છાંહડી તીર્થની ભુમિ, ગંગાજલે એ ચૈત્ય અભિષેકતા, સુકૃતતરૂ સીંચતા, ભકતે બહુલા ભવિ, ભવ તરે એ ॥ ૫ ॥ વારણને અસી, દોય વચમાં વસી, કાશી વારાણસી, નયરીયે એ ॥ અ-

શ્વસેન ભુપતિ, વામા રાણી સતી, જૈનમતિ રતિ, અનુ-
સારીયે એ ॥ ૬ ॥ ચાર ગતિ ચોપડા, ચ્યવનના ચુકવી,
શિવ ગયા તાસ ઘર, નમન જાવે ॥ બાલરૂપે સુર તિહાં,
જનની મુખ જોવતાં. શ્રીશુભવીર આનંદ પાવે ॥ ૭ ॥

॥ કાવ્યમ્ ઉપજાતિવૃત્તમ્ ॥

॥ ભોગી યદાલોકનતોઽપિ યોગી, બભુવ પાતાલ
પદે નિયોગી ॥ કલ્યાણકારી દુરિતાપહારી, દશાવતારી
વરદઃ સપાર્શ્વઃ ॥ ૧ ॥

॥ અથ મંત્ર ॥

ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય, પરમેશ્વરાય, જન્મજરા-
મૃત્યુ નિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય, પુષ્પાણિ યજા-
મહે સ્હાવા ॥

ઇતિ ચ્યવનકલ્યાણકે પ્રથમ પુષ્પપૂજા ॥

॥ અથ ॥

## ॥ચ્યવનકલ્યાણકે દ્વિતીયફલપૂજા પ્રારંભઃ॥

॥ દોહા ॥

કૃષ્ણ ચતુર્થી ચૈત્રની, પૂર્ણાયુ સુર તેહ ॥વામા માત
ઉદર નિશિ, અવતરિયા ગુણગેહ ॥ ૧ ॥ સુપન ચતુર્દશ

મોટકાં, દેખે માતા તામ ॥ રયણિસમે નિજમંદિરે, સુખ-
શય્યા વિશ્રામ ॥ ૨ ॥

॥ ઢાળ ॥

મિથ્યાત્વ વામીને કોશ્યા, સમક્તિ પામીરે—એ દેશી.

રૂડો માસ વસંત ફળી વનરાજીરે, રાયણને સહકાર વાલા ॥ કેતકી જાયને માલતીરે, ભ્રમર કરે ઝંકાર વાલા કોયલ મદભર ટહૂકતીરે, બેઠી આંબાડાળ વાલા ॥ હંસયુગલ જળ ઝીલતારે, વિમલ સરોવર પાળ વાલા ॥ મંદપવનની લહેરમાં રે, માતા સુપન નિહાલ વાલા ॥ એ આંકણી ॥ દીઠો પ્રથમ ગજ ઉજ્વલોરે, બીજે વૃષભ ગુણવંત વાલા ॥ ત્રીજે સિંહજ કેશરીરે, ચોથે શ્રીદેવી મહંત વાલા ॥ માલ યુગલ ફુલ પાંચમેરે, છઠ્ઠે રોહિણી કાંત વાલા ॥ ઉગતો સુરજ સાતમેરે. આઠમે ધ્વજ લહકંત વાલા ॥ રૂડો માસ૦ ॥ ૧ ॥ નવમે કળશ રૂપા તણોરે, દશમે પદ્મસર જાણ વાલા ॥ અગ્યારમે રત્નાગરૂરે, બારમે દેવવિમાન વાલા ॥ ગંજ રત્નનો તેરમેરે, ચઉદમે વન્હિ વખાણ વાલા ॥ ઉતરતાં આકાશથીરે. પેસતાં વદન પ્રમાણ વાલા ॥ રૂડો૦ ॥ ૨ ॥ માતા સુપન લહી જાગીયાંરે, અવધે જુવે સુરરાજ વાલા ॥ શક્રસ્તવ કરી વંદીયારે,

જનની ઉદર જિનરાજ વાલા ॥ એણે સમે ઇંદ્ર તે આ-
વીયારે, મા આગળ ધરી લાજ વાલા ॥ પુણ્યવતી તુમ
પામિયુંરે, ત્રણ્ય ભુવનનું રાજ વાલા રૂડો૦ ॥ ૩ ॥
ચઉદ સુપનના અર્થ કહીરે, ઇંદ્ર ગયા નિજ ઠામ વાલા ॥
ચઉસઠ ઇંદ્ર મળી ગયારે, નંદીસર જિન ધામ વાલા ॥
ચ્યવનકલ્યાણુક ઉત્સવેરે, શ્રીફલ પૂજા ઠામ વાલા ॥
શ્રી શુભવીર તેણે સમેરે, જગતૂ જીવ વિશ્રામ વાલા ॥
રૂડો માસ૦ ॥ ૪ ॥

॥ કાવ્યં ॥ ભોગી યદા૦ ॥ ૧ ॥

॥ અથ મંત્ર ॥

ઓ હ્રીઁ શ્રીઁ પરમ ॥ ફલાનિ ય૦ ॥ સ્વાહા ॥

ઇતિ ચ્યવનકલ્યાણકે દ્વિતીય ફલપૂજા સંપૂર્ણ ॥ ૨ ॥

॥ અથ ॥

## ॥ જન્મકલ્યાણકે તૃતીય અક્ષતપૂજા પ્રારભઃ ॥

॥ દોહા ॥

રવિઉદયે નૃપ તેડિયા, સુપનપાઠક નિજ ગેહ ॥ ચઉદ
સુપન ફળ સાંભળી, વળીય વિસર્જ્યા તેહ ॥ ૧ ॥ ત્રણ્ય
જ્ઞાનશું ઊપના, ત્રેવિશમા અરિહંત ॥ વામાઉરસર

હંસલો, દિન દિન વૃદ્ધિ લહંત ॥ ૨ ॥ ડોહલા પૂરે ભુ-પતિ, સખિયો વૃંદ સમેત ॥ જિન પૂજે અક્ષત ધરી, ચામર પંખા લેત ॥ ૩ ॥

॥ ઢાળ ॥

ચિત્ત ચોખે ચોરી નવિ કરીયે–એ દેશી.

રમતી ગમતી હમુને સાહેલી, બિહૂ મલી લિજીએ એક તાલી ॥ સખિ આજ અનોપમ દીવાળી ॥ લીલ વિલાસે પૂરણ માસે, પોષદશમ નિશિ રઢીયાળી ॥સખિ૦ ॥ ૧ ॥ પશુ પંખી વસીયાં વનવાસી, તે પણ સુખિયાં સમકાળી સખિ૦ ॥ ઈણ રાતે ઘર ઘર ઉત્સવસે, સુખિયા જગતમાં નરનારી ॥ સખિ૦ ॥ ૨ ॥ ઉત્તમ ગ્રહ વિશાખા યોગે, જનમ્યા પ્રભુજી જયકારી ॥ સખિ૦ ॥ સાતે નરક થયાં અજુવાળાં, થાવરને પણ સુખકારી ॥ સખિ૦ ॥ માત નમી આઠે દિગકુમરી, અધોલોકની વસનારી ॥ સખિ૦ ॥ સૂતીઘર ઇશાને કરતી, યોજન એક અશુચિ ટાળી ॥ સખિ૦ ॥ ૪ ॥ ઉર્દ્ધલોકની આઠ કુમારી, વર-સાવે જલ કુસુમાળી ॥ સખિ૦ ॥ પૂર્વરૂચક અડ દર્પણ ધરતી, દક્ષિણની અડ કલશાળી ॥ સખિ૦ ॥ ૫ ॥ અડ પશ્ચિમની પંખા ધરતી, ઉત્તર અડ ચામર ધારી ॥ સખિ૦

વિદિશિની ચઉદ્દીપ ધરંતી, રૂચકદ્વીપની ચઉ બાળી ॥ સખિ૦ ॥ ૬ ॥ કેળતણાં ઘર ત્રણ્ય કરીને મર્દન સ્નાન અલંકારી ॥ સખિ૦ ॥ રક્ષા પોટલી બાંધી બિહુને, મંદિર મેલ્યાં શણગારી ॥ સખિ૦ ॥ ૭ ॥ પ્રભુ મુખકમળે અમરી, ભમરી રાસ રમંતી લટકાળી ॥ સખિ૦ ॥ પ્રભુ-માતા તું જગતની માતા, જગદીપકની ધરનારી ॥સખિ૦॥ ૮ ॥ માજી તુજ નંદન ઘણું જીવો, ઉત્તમ જીવને ઉપ-કારી ॥ સખિ ॥ છપ્પન દિગકુમરી ગુણ ગાતી, શ્રીશુભ-વીર વચનશાળી ॥ સખિ૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥ ભોગી યદા૦ ॥ ૧ ॥

॥ અથ મંત્ર ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ અક્ષતાન્ ય૦ સ્વાહા ॥

॥ ઇતિ જન્મકલ્યાણકે તૃતીય, અક્ષતપૂજા સંપૂર્ણ ॥

॥ અથ ॥

## ॥ જન્મકલ્યાણકે ચતુર્થ જળપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

ચલિતાસન સોહમપતિ, રચી વૈમાન વિશાલ ॥
પ્રભુજન્મોત્સવ કારણે, આવંતા તતુકાળ ॥ ૧ ॥

## ॥ ઢાળ ॥

### ॥ કાજ સિદ્ધાં સકલ હવે સાર—એ દેશી ॥

હવે શક્ર સુઘોષા વજાવે, દેવ દેવી સર્વ મિલાવા કરે પાલક સુર અભિધાન, તેણે પાલક નામે વિમાન ॥૧॥ પ્રભુ પાસનું મુખડું જોવા, ભવભવનાં પાતક ખોવા ॥ ચાલે સુર નિજ નિજ ટોળે, મુખમંગલિક માલા બોલે ॥ ॥ પ્રભુ૦ ॥ ૨ ॥ સિંહાસન બેઠા ચલિયા, હરિ બહુદેવે પરવરિયા ॥ નારી મિત્રના પ્રેર્યાં આવે, કેઇક પોતાને ભાવે ॥ પ્રભુ૦ ॥ ૩ ॥ હુકમે કેઇ ભક્તિ ભરેવા, વળી કેઇક કૌતુક જોવા ॥ હય કાસર કેશરી નાગ, ફણી ગરૂડ ચઢ્યા કેઇ છાગ ॥ પ્રભુ૦ ॥ ૪ ॥ વાહન વૈમાન નિવાસ, સંકીર્ણ થયું આકાશ ॥ કેઇ બોલે કરતા તાડા, સાંકડા ભાઇ પર્વના દહાડા ॥ પ્રભુ૦ ॥ ૫ ॥ ઇહાં આવ્યા સર્વ આણંદે, જિનજનનીને હરિ વંદે ॥ પાંચ રૂપે હરિ પ્રભુ હાથ, એક છત્ર ધરે શિર નાથ ॥ પ્રભુ૦ ॥ ૬ ॥ બે બાજુ ચામર ઢાળે, એક આગળ વજ્ર ઉલાળે ॥ જઇ મેરૂ ધરી ઉત્સંગે, ઇંદ્ર ચોસઠ મળિયા રંગે ॥ પ્રભુ૦ ॥ ૭ ॥ ક્ષીરોદક ગંગાવાણી, માગધ વર દામનાં

પાણી ॥ જાતિ આઠના કળશ ભરીને, અઢિશે અભિ-
ષેક કરીને ॥ પ્રભુ૦ ॥ ૮ ॥ દીવો મંગળ આરતિ કીજે,
ચંદન કુસુમે કરી પૂજે ॥ ગીત વાજિંત્રના બહુ ઠાઠ,
આલેખે મંગળ આઠ ॥ પ્રભુ૦ ॥ ૯ ॥ ઇત્યાદિક
ઉત્સવ કરતા, જઈ માતા પાસે ધરતા ॥ કુંડલયુગ વસ્ત્ર
ઓશીકે, દડો ગેડી રતનમયી મુકે ॥ પ્રભુ૦ ॥ ૧૦ ॥
કોડિ બત્રીસ રત્ન રૂપીયા ॥ વરસાવી ઇંદ્ર ઉચ્ચરિયા ॥
જિનમાતશું જે ધરે ખેદ, તસ મસ્તક થાશે છેદ ॥ પ્રભુ૦
॥ ૧૧ ॥ અંગુઠે અમૃત વાહી, નંદીસર કરે અઠ્ઠાઇ ॥
દેઇ રાજા પુત્ર વધાઈ, ઘર ઘર તોરણ વિચરાઈ ॥
પ્રભુ૦ ॥ ૧૨ ॥ દશ દિન ઓચ્છવ મંડાવે, બારમે દિન
નાત જિમાવે ॥ નામ થાપે પાર્શ્વકુમાર, શુભવીર
વિજય જયકાર ॥ પ્રભુ૦ ॥ ૧૩ ॥

॥ કાવ્યં ॥ ભોગી યદા ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ -હ્રીં શ્રીં પરમ૦ જલં૦ ય૦ સ્વાહા ॥

ઇતિ જન્મકલ્યાણકે ચતુર્થ જલપૂજા સંપૂર્ણ ॥૪॥

॥ અથ ॥

## જન્મકલ્યાણકે પંચમ ચંદનપૂજા પ્રારંભઃ

॥ દોહા ॥

અમૃતપાને ઉછર્યા, રમતા પાસ કુમાર ॥ અહિલં-છન નવકરતનુ, વરતે અતિશય ચાર ॥ ૧ ॥ યૌવનવય પ્રભુ પામતા, માત પિતાદિક જેહ ॥ પરણાવે નૃપપુત્રિકા, પ્રભાવતી ગુણગેહ ॥ ૨ ॥ ચંદન ઘસિ ઘનસારશું, નિજ ઘર ચૈત્ય વિશાળ ॥ પૂજોપકરણ મેળવી પૂજે જગત દયાળ ॥ ૩ ॥

॥ ઢાળ ॥

બાળપણે યોગી હુઆ, માઇ ભિક્ષા વોને—એ દેશી ॥

સોના રૂપાકે સોગઠે, સાંયાં ખેલત બાજી ॥ ઇંદ્રાણી મુખ દેખતે, હરિ હોત હે રાજી ॥ ૧ ॥ એક દિન ગંગાકે બિચે, સુર સાથ બહોરા ॥ નારી ચકોરા અપ્સરા, બહોત કરત નિહોરા ॥ ૨ ॥ ગંગાકે જળ ઝીલતે, છાંહી બાદલી-યાં ॥ ખાવન ખેલ ખેલાયકે, સવિ મંદિર વળિયાં ॥ ૩ ॥ બેઠે મંદિર માળિયે સારી આલમ દેખે ॥ હાથ પૂજાપા

લે ચલે, ખાંન પાન વિશેષે ॥૪॥ પૂછયા પડુત્તર દેત હે, સુનો મોહન મેરે ॥ તાપસકું બંદન ચલે, ઉઠી લોક સવેરે ॥ ૫ ॥ કમઠુયોગી તપ કરે, પંચ અગ્નિકી જ્વાળા હાથે લાલક દામણી, ગળે મોહનમાળા ॥૬॥ પાસકુંઅર દેખણ ચલે, તપસીપે આયા ઓહીનાણે દેખકે, પીછે યોગી બોલાયા ॥ ૭ ॥ સુણ તપસી સુખ લેનકું, જપે ફોગટ માલા અજ્ઞાનસે અગનિબિચે યોગકું પરજાલે ॥ ૮ ॥ કમઠુ કહે સુણ રાજવી, તુમે અશ્વ ખેલાઓ ॥ યોગીકે ઘર હે બડે, મતકો બતલાઓ ॥ ૯ ॥ તેરા ગુરૂ કોન હે બડા, જિને યોગ ધરાયા ॥ નહિં ઓલખાયા ધર્મકું, તનુકષ્ટ બતાયા ॥ ૧૦ ॥ હમ ગુરૂ ધર્મ પિછાનતે, નહિં કવડી પાસે ॥ ભુલ ગએ દુનીયાં દિશા, રહતે વનવાસે ॥ ૧૧ ॥ વનવાસી પશુ પંખીયા, એસે તુમ યોગી ॥ યોગી નહીં પણ ભોગીયા, સંસાર કે સંગી ॥ ૧૨ ॥ સંસાર બૂરા છોરકે, સુણ હો લઘુ રાજા ॥ યોગી જંગલ સેવતે, લેઇ ધર્મ અવાજા ॥ ૧૩ ॥ દયા ધર્મ કો મુલ હે, કયા કાન ફુકાયા ॥ જીવદયા નહુ જાનતે, તપ ફોકટ માયા ॥ ૧૪ ॥ બાત

દયાકી દાખિયે, ભુલ ચુક હમારા ॥ બેર બેર કયા બોલણા, એસા ડાક ડમાલા ॥ ૧૫ ॥ સાંઇ હુકમસે સેવકે, બડા કાષ્ટ ચિરાયા ॥ નાગ નિકાલા એકિલા, પરજલતી કાયા ॥ ૧૬ ॥ સેવક મુખ નવકારસે, ધરણેંદ્ર બનાયા ॥ નાગકુમારે દેવતા, બહુ ઋદ્ધિ પાયા ॥ ૧૭ ॥ રાણીસાથ વસંતમે, વનભીતર પેઠે ॥ પ્રાસાદ સુંદર દેખિને, ઉહાં જાકર બેઠે ॥ ૧૮ ॥ રાજિમતીકું છોડકે, નેમ સંજમ લીના ॥ ચિત્રામણ જિન જોવતે, વૈરાગે ભીના ॥ ૧૯ ॥ લોકાંતિક સુર તે સમે, બોલે કર જોરી ॥ અવસર સંજમ લેનકા, અબ બેર હે થોરી ॥ ૨૦ ॥ નિજ ઘર આયે નાથજી, પિયા ખિણ ખિણ રોવે ॥ માત પિતા સમજાયકે, દાન વરસી દેવે ॥ ૨૧ ॥ દીન દુઃખી સુખિયા કિયા, દારિદ્રકું ચુરે ॥ શ્રી શુભવીર હરિ તિહાં, ધન સઘળો પૂરે ॥ ૨૨ ॥

॥ કાવ્યં ॥ ભોગી યદા૦ ॥

॥ અથ મંત્રઃ ॥

ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ ચંદનં ય૦ સ્વાહા ॥

॥ ઇતિ જન્મકલ્યાણકે પંચમ ચંદનપૂજા સંપૂર્ણ ॥



॥ અથ ॥

## ॥ દીક્ષાકલ્યાણકે ષષ્ઠ ધૂપપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

વરસીદાનને અવસરે, દાન લિયે ભવ્ય તેહ ॥ રોગ હરે ષટ માસનો, પામે સુંદર દેહ ॥ ૧ ॥ ધૂપ ઘટા ધરિ હાથમાં, દીક્ષા અવસર જાણ ॥ દેવ અસંખ્ય મળ્યા તિહાં, માનુ સંજમઠાણ ॥ ૨ ॥

॥ ઢાળ ॥

॥ દેખો ગતિ દૈવનીરે—એ દેશી ॥

ત્રીશ વરશ ઘરમાં વસ્યા રે, સુખભર વામાનંદ ॥ સંયમ રસિયા જાણીને રે, મલિયા ચોશઠ ઇંદ્ર ॥ નમો નિત્ય નાથજી રે, નિરખત નયનાનંદ ॥ ન૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ તીર્થોદકવર ઔષધિ રે, મેળવતા બહુ ઠાઠ ॥ આઠ જાતિ કળશા ભરી રે, એક સહસને આઠ ॥ નમો૦ ॥ ૨ ॥ અશ્વસેન રાજા ધુરે રે, પાછળ સુર અભિષેક ॥ સુરતરૂપેરે અલંકર્યા રે, દેવ ન ભુલે વિવેક ॥ નમો૦ ॥ ૩ ॥ વિશાલા નૃપશિબિકા રે, બેઠા સિંહાસન નાથ ॥ બેઠી વડેરી દક્ષિણે રે, પટ શાટક લેઈ હાથ ॥ નમો૦॥૪॥

વામદિશે અંબ ધાતરી રે, પાછળ ધરી શણગાર ॥ છત્ર ધરે એક યૌવના રે, ઇશાન કુળ કરનારી ॥ નમો૦॥૫॥ અગ્નિકોણે એક યૌવના રે, રયણમય પંખો હાથ ॥ ચલ્લત શિબિકા ગાવતી રે, સર્વ સાહેલી સાથ ॥ નમો૦॥ ૬ ॥ શક્ર ઇશાન ચામર ધરે રે, વાજિંત્રનો નહિં પાર ॥ આઠ મંગળ આગળ ચલે રે, ઇંદ્રધ્વજા ઝલકાર ॥ નમો૦॥૭॥ દેવ દેવી નર નારીયોરે, જોઇ કરે પ્રણામ ॥ કુળમાં વડેરા સજજના રે, બોલે પ્રભુને તામ ॥ નમો૦ ॥ ૮ ॥ જિત-નિશાણ ચડાવજો રે, મોહની કરી ચકચુર ॥ જેમ સંવત્સર દાનથી રે, દારિદ્ર કાઢયું દુર ॥ નમો૦ ॥ ૯ ॥ વરઘોડેથી ઉતર્યા રે, કાશીનયરની બાર ॥ આશ્રમપદ ઉદ્યાનમાં રે, વૃક્ષ અશોક રસાળ ॥ નમો૦ ॥ ૧૦ ॥ અઠ્ઠમ તપ ભુષણ તજી રે, ઉચ્ચરે મહાવ્રત ચાર ॥ પોષ બહુલ એકાદશી રે, ત્રણયસયાં પરિવાર ॥ નમો૦॥૧૧॥ મનઃપર્યવ તવ ઊપન્યું રે, ખંધ ધરે જગદીશ ॥ દેવ દુષ્ય ઇંદ્રે દિયું રે, રહેશે વરસ ચતતીસ ॥નમો૦ ॥૧૨॥ કાઉસ્સગ્ગમુદ્રાયે રહ્યા રે, સુર નંદીશ્વર જાત ॥ માત-પિતા વંદિ વળ્યાં રે, શ્રી શુભવીર પ્રભાત ॥ન૦ ॥૧૩॥

કાવ્યં ॥ ભોગો વૃક્ષ૦ ॥ ૧ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ -હ્રીઁ શ્રીઁ પરમ૦ ધુપં ય૦ સ્વાહા ॥

॥ ઇતિ દીક્ષાકલ્યાણકે ષષ્ઠ ધુપપૂજા સંપૂર્ણ ॥

॥ અથ ॥

## ॥ કેવલજ્ઞાનકલ્યાણકે સપ્તમ દીપક પૂજા પ્રારંભ ॥

॥ દોહા ॥

સારથધન ઘરે પારણું, પ્રથમ પ્રભુયે કીધ ॥ પંચ દિવ્ય પ્રગટાવીને તાસ મુક્તિસુખ દીધ ॥ ૧ ॥ જગદીપક પ્રગટાવવા, તપ તપતા રહિ રાણ ॥ તેણે દીપકની પૂજના, કરતા કેવળનાણ ॥ ૨ ॥

॥ ઢાળ ॥

મહાવીર પ્રભુ ઘર આવે—એ દેશી ॥

પ્રભુ પારસનાથ સિધાવ્યા, કાદંબરી અટવી આવ્યા ॥ કુંડનામે સરોવર તીરે, ભર્યું પંકજ નિર્મળનીરે ॥ મનમોહન સુંદર મેળા ॥ ધન્ય લોક નગર ધન્ય વેળા રે ॥ મન૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ કાઉસ્સગ્ગ

મુદ્રા પ્રભુ ઠાવે, વન હાથી તિહાં એક આવે ॥ જળ સુંઢ ભરી નવરાવે, જિનઅંગે કમળ ચઢાવે રે ॥ મન૦ ॥ ૨ ॥ કલિકુંડ તીરથ તિહાં થાવે, હસ્તિ ગતિ દેવની પાવે ॥ વળિ કૌત્સુભ વન આણંદે, ધરણેંદ્ર વિનય ધરી વંદે રે ॥ મન૦ ॥ ૩ ॥ ત્રણ્યદિન ફણી છત્ર ધરાવે, અહિછત્રા નગરી વસાવે ॥ ચાલતા તાપસ ઘર પૂંઠે, નિશિ આવી વસ્યા વડ હેઠે રે ॥ મન૦ ॥ ૪ ॥ થયો કમઠ મરી મેઘમાળી, આવ્યો વિભંગે નિહાળી ॥ ઉપ-સર્ગ કર્યા બહુજાતિ, નિશ્ચલ દીઠી જિન છાતી રે ॥ મ૦ ॥ ૫ ॥ ગગને જળ ભરી વાદળીયો, વરસે ગાજે વીજ-ળીયો ॥ પ્રભુનાસા ઉપર જળ જાવે, ધરણેંદ્ર પ્રિયા સહ આવે રે ॥ મન૦ ॥ ૬ ॥ ઉપસર્ગ હરી પ્રભુ પૂજી, મેઘમાળી પાપથી ધ્રૂજી ॥ જિનભક્તે સમકિત પાવે, બહુ જણ સ્વર્ગ સિધાવે રે ॥ મન૦ ॥ ૭ ॥ આવ્યા કાશી ઉદ્યાને રહ્યા સ્વામી કાઉસ્સગ્ગધ્યાને ॥ અપૂરવ વીર્ય ઉલ્લાસે, ઘનઘાતી ચાર વિનાસે રે ॥ મન૦ ॥૮॥ ચોરાશી ગયા દિન આખા, વદિ ચૈતર ચોથ વિશાખા ॥ અઠ્ઠમ તરુધાતકી વાસી, થયા લોકાલોક પ્રકાશી રે ॥ મન૦ ॥ ૯ ॥ મળે ચોસઠ ઈંદ્ર તેવાર રચે સમવસરણ

મનોહાર ।। સિંહાસન સ્વામી સુહાવે, શિર ચામર છત્ર ઢળાવે રે ।। મન૦ ।। ૧૦ ।। ચોત્રીશ અતિશય થાવે, વનપાળ વધામણી લાવે ।। અશ્વસેનને વામા રાણી, પ્રભાવતી હર્ષ ભરાણી રે ।। મન૦ ।। ૧૧ ।। સામઇયું સજી સહુ વંદે, જિનવાણી સુણી આણંદે ।। સસરો સાસુ વહૂ સાથે, દીક્ષા લીધી પ્રભુ હાથે રે ।। મન૦ ।। ૧૨ ।। સંઘસાથે ગણીપદ ધરતા, સુર જ્ઞાન મહોત્સવ કરત્તા ।। સ્વામી દેવછંદે સોહાવે, શુભવીર વચનરસ ગાવે રે ।। મન૦ ।। ૧૩ ।।

।। કાવ્યં ।। ભોગી યદા૦ ।। ૬ ।।

।। અથ મંત્રઃ ।।

।। ૐ -હ્રીઁ શ્રી પરમ૦ દીપં ય૦ સ્વાહા ।।

।।ઇતિ કેવળજ્ઞાન કલ્યાણકે સપ્તમ દીપકપૂજા સંપૂણ ।।૭।।

।। અથ ।।

## ।। નિર્વાણકલ્યાણકે અષ્ટમ નૈવેદ્યપૂજા પ્રારંભ ।।

।। દોહા ।।

શુભઆદે દશ ગણધરા, સાધુ સોળ હજાર ।। અડ-

તીસ સહસ તે સાધવી, ચાર મહાવ્રત ધાર ॥ ૧ ॥ એક લખ ચઉંસઠ સહસ છે, શ્રાવકનો પરિવાર ॥ સગવિસ સહસ તે શ્રાવિકા, તિગ લખ ઉપર ધાર ॥ ૨ ॥ દેશ-વિરતિધર એ સહુ, પૂજે જિન ત્રણ્ય કાળ ॥ પ્રભુ પડિમા આગળ ધરે, નિત્ય નૈવેદ્યનો થાળ ॥ ૩ ॥

॥ ઢાળ ॥

એકસમે સામળિયાજી ॥ વૃંદાવનમાં–એ દેશી ॥

રંગરસીયા રંગરસ બન્યો ॥ મનમોહનજી ॥ કોઇ આગળ નવિ કહેવાય ॥ મનડું મોહ્યું રે, મનમોહનજી॥ વેધકતા વેધક લહે ॥ મન૦ ॥ બીજા બેઠા વા ખાય ॥ મન૦ ॥ લોકોત્તર ફળ નીપજે ॥ મન૦ ॥ મોહોટો પ્રભુ નો ઉપકાર ॥ મન૦ ॥ કેવળનાણ દિવાકરૂ ॥ મન૦ ॥ વિચરંતા સુરપરિવાર ॥ મન૦ ॥ ૨ ॥ કનક કમળ પગલાં ઠવે ॥ મન૦ ॥ જલ બુંદ કુસુમ વરસાત ॥ મન૦ ॥ શિર છત્ર વળિ ચામર ઢળે ॥ મન૦ ॥ તરૂ નમતા મારગ જાત ॥ મન૦ ॥ ૩ ॥ ઉપદેશી કેઇ તા-રિયા ॥ મન૦ ॥ ગુણ પાંત્રીશ વાણી રસાળ ॥ મન૦॥ નર નારી સુર અપ્સરા ॥ મન૦ ॥ પ્રભુ આગળ નાટક-

શાળ ॥ મન૦ ॥ ૪ ॥ અવનીતળ પાવન કરી ॥મન૦॥ અંતિમ ચોમાસુ જાણ ॥ મન૦ ॥ સમેતશિખર ગિરિ આવિયા ॥ મન૦ ॥ ચડતા શિખર સોપાન ॥ મન૦ ॥ ૫ ॥ શ્રાવણશુદિ આઠમ દિને ॥ મન૦ ॥ વિશાખાયે જગદીશ ॥ મન૦ ॥ અણસણ કરી એક માસનું ॥ મન૦ ॥ સાથે મુનિવર તેત્રીશ ॥ મન૦ ॥ ૬ ॥ કાઉસ્સગ્ગમાં મુક્તિ વર્યાં ॥ મન૦ ॥ સુખ પામ્યા સાદિ અનંત ॥ મન૦ ॥ એક સમય સમશ્રેણિથી ॥ મન૦ ॥ નિઃકર્માં ચઉ દૃષ્ટાંત ॥ મન૦ ॥ ૭ ॥ સુરપતિ સઘળા તિહાં મળે ॥ મન૦ ॥ ક્ષીરોદધિ આણે નીર ॥ મન૦ ॥ સ્નાન વિલેપન ભુષણે ॥ મન૦ ॥ દેવદુષ્યે સ્વામિ શરીર ॥ મન૦ ॥ ૮ ॥ શોભાવી ધરી શિબિકા ॥ મન૦ ॥ વાજિંત્રને નાટક ગીત ॥ મન૦ ॥ ચંદન ચય પરજાળતા ॥ મન૦ ॥ સુર ભક્તિ શોકસહિત ॥ મન૦ ॥ ૯ ॥ શુભ કરે તે ઉપરે ॥ મન૦ ॥ દાઢાદિક સ્વર્ગે સેવ ॥ મન૦ ॥ ભાવઉદ્યોત ગયે થકે ॥ મન૦ ॥ દીવાળી કરતા દેવ ॥ મન૦ ॥ ૧૦ ॥ નંદીસર ઉત્સવ કરે ॥ મન૦ ॥ કલ્યાણક મોક્ષાનંદ ॥ મન૦ ॥ વર્ષ અઢીશે આંતરૂં ॥ મન૦ ॥ શુભવીરને પાસ જિણંદ ॥ મન૦ ॥ ૧૧ ॥

॥ અથ ગીતં ॥ ઘરે આવો ઢોલા–એ દેશી ॥

ઉત્સવ રંગ વધામણાં, પ્રભુ પાસને નામે ॥ કલ્યાણક ઉત્સવ કિયો, ચઢતે પરિણામે ॥ ઉત્સવ૦ ॥ ૧ ॥ શત વર્ષાયુ જીવીને, અક્ષય સુખ સ્વામી ॥ તુમ પદ સેવા ભક્તિમાં નવિ રાખું ખામી ॥ ઉત્સવ૦ ॥ ૨ ॥ સાચી ભક્તે સાહેબા, રીઝો એક વેળા ॥ શ્રી શુભવીર હુવે સદા, મનવાંછિત મેળા ॥ ઉત્સવ૦ ॥ ૩ ॥

॥ અથ કલશ ॥

ગાયો ગાયોરે, શંખેશ્વર સાહેબ ગાયો ॥ યાદવ લોકની જરા નિવારી, જિનજી જગત ગવાયો ॥ પંચકલ્યાણક ઉત્સવ કરતાં, અમ ઘર રંગ વધાયો રે ॥ શંખે૦ ॥ ૧ ॥ તપગચ્છ શ્રી સિંહસૂરિના, સત્યવિજય બુધ ઠાયો ॥ કપૂરવિજય ગુરૂ ખિમાવિજય તસ, જશવિજયો મુનિરાયો રે ॥ શંખે૦ ॥ ૨ ॥ તાસ શિષ્ય સંવેગી ગીતારથ, શાંત સુધારસ નાહ્યો શ્રી શુભવીજય સુગુરૂ પસાયે, જયકમળા જગ પાયો રે ॥ શંખે૦ ॥ ૩ ॥ રાજનગરમાં રહી ચોમાસું, કુમતિ કુતર્ક હઠાયો ॥ વિજયદેવેંદ્ર સૂરીશ્વર રાજ્યે, એ અધિકાર બનાયો રે ॥

શં૦ ॥ ૪ ॥ અઢારશે નેવ્યાશી અક્ષયત્રીજ, અક્ષત પુણ્ય ઉપાયો ॥ પંડિત વીરવિજય પદ્દમાવતી, વાંછિત દાય સહાયો રે ॥ શંખે૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ ભોગી યદા૦ ॥ ૧ ॥

॥ અથ મંત્રઃ ॥

ૐ -હ્રીં શ્રીં પરમ૦ ॥ નૈવેદ્યં ય૦ ॥ સ્વાહા ॥

ઇતિ નિર્વાણકલ્યાણકે અષ્ટમ નૈવેદ્યપૂજા સંપૂર્ણ ॥ ૮ ॥



॥ અથ ॥

## પંડિત શ્રી વીરવિજયજીકૃત શ્રીશત્રુંજય મહિમાગર્ભિત નવાણું પ્રકારી પૂજા પ્રારંભઃ ॥

॥ તત્ર ॥

## ॥ પ્રથમ પૂજા પ્રારંભઃ ॥

હરેક પુજાએ નવનવ વસ્તુઓ જોડે લેવી તે.

॥ દોહા ॥

શ્રી શંખેશ્વર પાસજી, પ્રણમી શુભગુરૂ પાય ॥ વિમલાચલ ગુણ ગાઇશું, સમરી શારદ માય ॥ ૧ ॥ પ્રાયે

એ ગિરિ શાશ્વતો, મહિમાનો નહિં પાર, પ્રથમ જિણંદ સમોસર્યા, પૂર્વ નવાણું વાર ॥ ૨ ॥ અઢીયદ્વીપમાં એ સમો, તીર્થ નહિં ફળદાય ॥ કળિયુગકલ્પ તરૂ વડો, મુક્તાફળશું વધાય ॥ ૩ ॥ યાત્રા નવાણું જે કરે, ઉત્કૃષ્ટે પરિણામ ॥ પૂજા નવાણું પ્રકારની, રચતાં અવિચલ ધામ ॥ ૪ ॥ નવ કલશે અભિષેક નવ, એમ એકાદશ વાર ॥ પૂજાદીઠ શ્રીફળ પ્રમુખ, એમ નવાણું પ્રકાર ॥૫॥

॥ ઢાળ ॥

॥ ઝુંબખડાની દેશી ॥

યાત્રા નવાણું કરીયે સલુણા, કરિયે પંચ સનાત ॥ સુનંદાકો કંત નમો ॥ ગણણું લખ નવકાર ગણીજે, દોય અઠમ છઠ્ઠ સાત ॥ સુ૦ ॥ ૧ ॥ રથયાત્રા પ્રદક્ષિણા દીજે, પૂજા નવાણું પ્રકાર ॥ સુ૦ ॥ ધુપ દીપ ફળ નૈવે-દ્ય મુકી, નમિયે નામ હજાર ॥ સુ૦ ॥ ૨ ॥ આઠ અ-ધિક શત ટુંક ભલેરાં, મ્હોટાં તિહાં એકવીશ ॥ સુ૦ ॥ શત્રુંજયગિરિ ટુંક એ પહેલું, નામ નમો નિશદીશ ॥ સુ૦ ॥ ૩ ॥ સહસ અધિક અઠ્ઠ મુનિવર સાથે, બાહુ-બલી શિવઠામ ॥ સુ૦ ॥ બાહુબલી ટુંક નામ એ બીજું,

ત્રીજું મરૂદેવી નામ ॥ સુ૦ ॥ ૪ ॥ પુંડરીકગિરિ નામ એ ચોથું, પાંચ કોડી મુનિ સિદ્ધ ॥ સુ૦ ॥ પાંચમું ટૂંક રૈવતગિરિ કહિયે, તણે એ નામ પ્રસિદ્ધ ॥ સુ૦ ॥ ૫ ॥ વિમળાચલ સિદ્ધરાજ ભગીરથ, પ્રણમીજે સિદ્ધ ક્ષેત્ર ॥ સુ૦ ॥ છહરીપાળી એણે ગિરિ આવી, કરિયે જન્મ પવિત્ર ॥ સુ૦ ॥ ૬ ॥ પૂજાયે પ્રભુ રીઝવું રે, સાધું કાચ અનેક ॥ સુ૦ ॥ શ્રીશુભવીર હૃદયમાં વસજો, અલબેલા ઘડી એક ॥ સુ૦ ॥ ૭ ॥

॥ અથ કાવ્યં ॥

॥ દ્રૂતવિલંબિતવૃત્તમ ॥

ગિરિવરં વિમલાચલનામકં, ઋષભમુખ્ય જિનાંઘ્રિપવિત્રિતં ॥ હૃદિ નિવેશ્ય જલૈર્જિનપૂજનં, વિમલમાપ્ય કરોમિ નિજાત્મકં ॥ ૧ ॥ એ કાવ્ય પ્રત્યેક પૂજા દીઠ કહેવું.

॥ અથ મંત્ર ॥

ૐ -હ્રીં શ્રીં પરમપુરૂષાય, પરમેશ્વરાય, જન્મજરામૃત્યુ નિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય, જલાદિકં યજામહે સ્વાહા ॥

( એ મંત્ર પણ પ્રત્યેક પૂજા દીઠ કહેવો. )

॥ ઇતિ પ્રથમ પૂજાભિષેક ઉત્તારપૂજા સમાપ્ત ॥ ૧ ॥

॥ અથ ॥

## ॥ દ્વિતીય પૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

એકેકું ડગલું ભરે, ગિરિ સન્મુખ ઉજમાળ ॥
કોડિ સહસ ભવનાં કર્યાં, પાપ ખપે તતકાળ ॥ ૧ ॥

॥ ઢાળ ॥

॥ રાગ પુર્વી ॥ ઘડી ઘડી સાંભરો, શાંતિ
સલુણા—એ દેશી ॥

ગિરિવર દરિસણ વિરલા પાવે, પુરવસંચિત કર્મ ખપાવે ॥ ગિરિ૦ ॥ ઋષભ જિનેશ્વર પૂજા રચાવે, નવ-નવ નામે ગિરિગુણ ગાવે ॥ ગિરિ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ સહસ્ત્ર કમળને મુક્તિનિલય ગિરિ, સિદ્ધાચળ શતકુટ કહાવે ॥ ગિરિ૦ ॥ ઢંક કદંબને કોડિ નિવાસો, લોહિત તાલધ્વજ સુર ગાવે ॥ ગિરિ૦ ॥ ૨ ॥ ઢંકાદિક પંચ કુટ સજીવન, સુર નર મુનિ મળી નામ થપાવે ॥ ગિરિ૦ ॥ રયણખાણ જડીબુટી ગુફાઓ, રસકુંપિકા ગુરૂ ઇહાં બતાવે ॥ ગિરિ૦ ॥ ૩ ॥ પણ પુણ્યવંતા પ્રાણી પાવે,

પુણ્ય કારણ પ્રભુપુજા રચાવે ॥ ગિરિ૰ ॥ દશકોટી શ્રાવકને જમાડે, જૈન તીર્થ યાત્રા કરી આવે ॥ ગિરિ૰ ॥ ૪ ॥ તેથી એક મુનિ દાન દિયંતાં, લાભ ઘણો સિદ્ધાચળ થાવે ॥ ગિરિ૰ ॥ ચંદ્રશેખર નિજ ભગિની ભોગી, તે પણ એ ગિરિ મોક્ષે જાવે ॥ ગિરિ૰ ॥ ૫ ॥ ચાર હત્યારા નર પરદારા, દેવ ગુરૂ દ્રવ્ય ચોરી ખાવે ॥ ગિરિ૰ ॥ ચૈત્રી કાર્ત્તિક પુનમ યાત્રા, તપ જપ ધ્યાનથી પાપ જલાવે ॥ ગિરિ૰ ॥ ૬ ॥ ઋષભસેન જિન આદે અસંખ્યા, તીર્થંકર મુક્તિસુખ પાવે ॥ ગિરિ૰ ॥ શિવવહુ વરવા મંડપ એ ગિરિ, શ્રી શુભવીર વચન રસ ગાવે ॥ ગિરિ૰ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૰ ॥

॥ અથ મંત્ર ॥

ૐ -હ્રીઁ શ્રીઁ પરમ૰ ॥ ય૰ ॥ સ્વાહા ॥

॥ ઇતિ દ્વિતીયાભિષેકે ઉત્તરપૂજા સમાપ્ત ॥ ૨ ॥



## ॥ અથ ॥

# ॥ તૃતીય પૂજા પ્રારંભઃ ॥

### ॥ દોહા ॥

નેમિ વિના ત્રેવીશ પ્રભુ, આવ્યા વિમળગિરિંદ ॥
ભાવી ચોવીશી આવશે, પદ્મનાભાદિ જિણંદ ॥ ૧ ॥

### ॥ ઢાળ ॥

### ॥ મનમોહન મેરે—એ દેશી ॥

ધન ધન તે જગ પ્રાણિયા, મનમોહન મેરે ॥ કરતા ભક્તિ પવિત્ર ॥ મ૦ ॥ પુણ્યરાશિ મહાબલ ગિરિ ॥ મ૦ ॥ દૃઢશક્તિ શતપત્ર ॥ મ૦ ॥ ૧ ॥ વિજયાનંદ વખાણિયે ॥ મ૦ ॥ ભદ્રંકર મહાપીઠ ॥ મ૦ ॥ સુરગિરિ મહાગિરિ પુણ્યથી ॥ મ૦ ॥ આજ મેં નજરે દીઠ ॥ મ૦ ॥ ૨ ॥ એંશી યોજન પ્રથમારકે ॥ મ૦ ॥ સિત્તેર સાઠ પચાસ ॥ મ૦ ॥ બાર યોજન સાત હાથનો ॥ મ૦ ॥ છઠ્ઠે પોહોળો પ્રકાશ ॥ મ૦ ॥ ૩ ૧૯ પંચમ કાળે પામવો ॥ મ૦ ॥ દુલહો પ્રભુદેદાર ॥ મ૦ ॥ એકેંદ્રિય વિકલેંદ્રિમાં ॥ મ૦ ॥ કાઢયો અનંતો કાળ ॥ મ૦ ॥ ॥ ૪ ॥ પંચેંદ્રિય તિર્યંચમાં ॥ મ૦ ॥ નહીં સુખનો

લવલેશ ॥ મ૦ ॥ ઘુણાક્ષર ન્યાયે લહ્યો ॥ મ૦ ॥ નરભવ ગુરૂ ઉપદેશ ॥ મ૦ ॥ ૫ ॥ બહુશ્રુત ચરણની સેવના ॥ મ૦ ॥ વસ્તુધર્મ ઓળખાણ ॥ મ૦ ॥ આત્મસ્વરૂપ રમણે રમે ॥ મ૦ ॥ ન કરે જુઠ ડફાણ મ૦ ॥ ૬ ॥ કારણે કારજ નીપજે ॥ મ૦ ॥ દ્રવ્ય તે ભાવ નિમિત્ત ॥ મ૦ ॥ નિમિત્તવાસી આતમા ॥ મ૦ ॥ બાવના ચંદનશીત ॥ મ૦ ॥ ૭ ॥ અન્વયવ્યતિરેકે કરી ॥ મ૦ જિન મુખ દર્શનરંગ ॥ મ૦ ॥ શ્રીશુભવીર સુખી સદા ॥ મ૦ ॥ સાધક કિરિયા અસંગ ॥ મ૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ -હ્રીં શ્રીં પરમ૦ ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ તૃતીયાભિષેકે ઉત્તરપૂજા સમાપ્ત ॥



॥ અથ ॥

## ॥ ચતુર્થ પૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

શેત્રુંજી નદી ન્હાઇને, મુખ બાંધી મુખકોશ ॥
દેવયુગાદિ પૂજીયે, આણી મન સંતોષ ॥ ૧ ॥

॥ ઢાળ ॥

અને હાં રે વહાલોજી વાયે છે વાંસળી રે—એ દેશી.

અને હાં રે વહાલો વસે વિમળાચળે રે, જિહાં હુઆ ઉદ્ધાર અનંત ॥ વા૦ ॥ અ૦ ॥ વાહાલાથી નહિં વેગળા રે, મુને, વાહલો સુનંદાનો કંત ॥ વા૦ ॥ ૧ ॥ અ૦ ॥ આ અવસર્પિણી કાળમાં રે, કરે ભરત પ્રથમ ઉદ્ધાર ॥ વા૦ ॥ અ૦ ॥ બીજો ઉદ્ધાર પાટ આઠમે રે, કરે દંડવીરજ ભુપાલ ॥ વા૦ ॥ ૨ ॥ અ૦ ॥ સીમંધર વચણાં સુણી રે, ત્રીજો કરે ઇશાનેંદ્ર ॥ વા૦ ॥ અ૦ ॥ સાગર એક કોડી અંતરે રે, ચોથો ઉદ્ધાર માહેંદ્ર ॥ વા૦ ॥ ૩ ॥ અ૦ ॥ દશ કોડી વળી સાગરે રે, કરે પંચમ પંચમ ઇંદ્ર ॥ વા૦ ॥ અ૦ ॥ એક લાખ કોડિ સાગરે રે, ઉદ્ધાર તે સાતમો રે, આઠમો વ્યંતરેંદ્રનો સાર ॥ વા૦ ॥ અ૦ ॥ તે અભિનંદન ચંદ્રપ્રભુ સમે રે, કરે ચંદ્રજસા ઉદ્ધાર ॥ વા૦ ॥ ૫ ॥ અ૦ ॥ નંદનશાંતિજિણંદના રે, ચક્રાયુધ દશમ ઉદ્ધાર ॥ વા૦ ॥ અ૦ ॥ અગીઆરમો રામચંદ્રનો રે, બારમો પાંડવનો ઉદ્ધાર ॥ વા૦ ॥ ૬ ॥ અ૦ ॥ વિશ કોડિ મુનિ સાથે પાંડવા રે, ઈહાં વરિયા પદ મહાનંદ ॥ વા૦ ॥ અ૦ ॥ મહાનંદ કર્મ-

સૂડણ કૈલાસ છે રે, પુષ્પદંત જયંત આનંદ ॥ વા૦ ॥
॥ ૭ ॥ અ૦ ॥ શ્રીપદ હસ્તગિરિ શાશ્વતો રે, એ નામ
તે પરમ નિધાન ॥ વા૦ ॥ અ૦ ॥ શ્રી શુભવીરની વા-
ણીરે રે, ધરી કાન કરો બહુ માન ॥ વા૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ -હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ ચતુર્થાભિષેકે ઉત્તરપૂજા સમાપ્ત ॥

॥ અથ ॥

## ॥ પંચમા પૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

ચોથે આરે એ થયા, સવિ મહોટા ઉદ્ધાર ॥
સૂક્ષ્મ ઉદ્ધાર વચે થયા, કહેતાં નાવે પાર ॥ ૧ ॥

॥ ઢાળ ॥

॥ તેજે તરણીથી વડોરે ॥ એ દેશી ॥

॥ સંવત એક અકુલંતરે રે, જાવડશાનો ઉદ્ધાર ॥
ઉદ્ધરજો મુજ સાહિબા રે, નાવે ફરી સંસાર હો જિનજી ॥
ભક્તિ હ્રદયમાં ધારજો રે, અંતર વૈરી વારજો રે, તારજો

દીનદયાલ ॥ ૧ ॥ એ આંકણી ॥ બાહડમંત્રીયે ચૌદમો રે, તીર્થે કરયો ઉદ્ધાર ॥ બાર તેરોત્તર વર્ષમાં રે, વંશ શ્રીમાલી સાર હો જિનજી ॥ ભક્તિ૦ ॥ ૨ ॥ સંવત તેર એકોત્તરે રે, સમરોશા ઓસવાલા ॥ ન્યાયદ્રવ્યવિધિ શુદ્ધતા રે, પન્નરમો ઉદ્ધાર હો જિનજી ॥ ભક્તિ૦ ॥૩॥ પન્નરશે સત્યાશીયેરે, શોલમો એ ઉદ્ધાર ॥ કર્મશાયે કરાવિયો રે, વરતે છે જયકાર હો જિનજી ॥ ભક્તિ૦ ॥ ॥ ૪ ॥ સૂરિ દુપ્પસહ ઉપદેશથી રે, વિમલવાહન ભુપાલ છેલ્લો ઉદ્ધાર કરાવશે રે, સાસયગિરિ ઉજમાલ હો જિનજી ॥ ભક્તિ૦ ॥ ૫ ॥ ભવ્યગિરિ સિદ્ધશેખરો રે, મહાજસ ને માલ્યવંત ॥ પૃથ્વીપીઠ દુઃખહર ગિરિ રે, મુક્તિરાજ મણિકંત હો જિનજી ॥ ભક્તિ૦ ॥ ૬ ॥ મેરૂ મહીધર એ ગિરિ રે, નામે સદા સુખ થાય ॥ શ્રી શુભવીરને ચિત્તથી રે, વહીયનમેં મહેલણ જાય હો જિનજી ॥ ભક્તિ૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥

॥ અથ મંત્રઃ ॥

ૐ -હ્રીં શ્રીં પરમ૦ ॥ ય૦ ॥ સ્વાહા ॥

ઇતિ પંચમાભિધે ઉત્તર પૂજા સમાપ્ત ॥

## ॥ અથ ॥

# ॥ ષષ્ઠપૂજા પ્રારંભઃ ॥

### ॥ દોહા ॥

સિદ્ધાચલ સિદ્ધિ વર્યા, ગૃહિ મુનિ લિંગે અનંત ॥
આગે અનંતા સીઝશે, પૂજો ભવિ ભગવંત ॥ ૧ ॥

### ॥ ઢાળ ॥

॥ ચતુરેમે ચતુરી કોણ, જગતકી મોહની—એ દેશી ॥

સખરે મેં સખરી કોણ, જગતકી મોહની ॥ ઋષભ જિનંદકી, પડિમા, જગતકી મોહની ॥ રયણમય મુર્ત્તિ ભરાઇ ॥ જગતકી મોહની ॥ હાં હાં રે ॥ જગ૦ ॥ પ્યારે લાલ, જગતકી મોહની ॥ એ આંકણી ॥ ભરતે ભરાઇ સોચ, પ્રમાના લે કરી ॥ કંચનગિરિયે બેઠાઇ, દેખત દુનિયાં ઠરી ॥ હાં હાં રે દેખત૦ પ્યા૦ ॥ દેખ૦ ॥ ૧ ॥ સખરે૦ ॥ સાતમોદ્ધારમે ચક્રીસગર, સુર ચિંતવી ॥ દુઃખમ કાલ વિચાર, ગુફામેં જા ઠવી ॥ હાં હાં રે ગુફા૦ ॥ પ્યા૦ ॥ ગુ૦ ॥ દેવ દેવી હર રોજ, પૂજનકું જાવતે ॥ પૂજાકો ઠાઠ બનાય, સાંસું ગુણ ગાવતે ॥ હાં હાં રે સાંયું૦ ॥ ૨ ॥ સખરે૦ ॥ અપ્સરા ઘુંઘટ ખોલકે, આગે નાચતે ॥

ગીત ગાન ઓર તાન, ખડા હરિ દેખતે ॥ હાં હાં રે ખડા૦ ॥ પ્યા૦ ॥ ખ૦ ॥ જિનગુણ અમૃતપાનસે, મગન ભઇ ઘડી ॥ ઠમ ઠમ ઠમકે પાઉં, બલૈલાં લે ખડી ॥ હાં હાં રે બલૈ૦ ॥ પ્યા૦ ॥ બ૦ ॥ ૩ ॥ સખરે૦ ॥ યા રીત ભક્તિમગનસે, સુર સેવા કરે ॥ સુરસાન્નિધ્ય નર દર્શન, ભવ ત્રીજે તરે ॥ હાં હાં રે ભવ૦ ॥ પ્યા૦ ॥ ભ૦ ॥ પશ્ચિમ દિશ સોવન્ન, ગુફામેં માલહતે ॥ તીને કંચનગિરિ નામ કે દુનિયાં બોલતે ॥ હાં હાં રે દુનિ૦ ॥ પ્યા૦ ॥ દુ૦ ॥ ૪ ॥ સખરે૦ ॥ આનંદ ઘર પુણ્ય કંદ, જયાનંદ જાનીયે ॥ પાતાલમૂલ વિભાસ, વિશાલ બખાનીયે ॥ હાં હાં રે વિશા૦ ॥ પ્યારે૦ ॥ વિ૦ જગ-તારણ અકલંક, એ તીરથ માનીયે ॥ શ્રી શુભવીર વિવેકે, પ્રભુકું પીછાનીયે ॥ હાં હાં રે પ્રભુ૦ ॥ પ્યા૦ ॥ પ્ર૦ ॥ ૫ ॥ સખરે૦ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં ॥

॥ અથ મંત્ર ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ ષષ્ઠાભિષેકે ઉત્તરપૂજા સમાપ્ત ॥

॥ અથ ॥

## ॥ સપ્તમપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

નમિ વિનમિ વિદ્યાધરા, દોય કોડિ મુનિરાય ॥
સાથે સિદ્ધિવ ધુવર્યા, શત્રુંજય સુપસાય ॥ ૧ ॥

॥ ઢાળ ॥

॥ સહસાવનમાં એક દિન સ્વામી ॥ એ દેશી ॥

આવ્યાં છું આશ ભર્યા રે, વાલાજી અમે આવ્યાં રે આશ ભર્યા ॥ એ આંકણી ॥ નમિ પુત્રી ચોસઠ મલીને, ઋષભ પાઉં પર્યા ॥ કરજોડી વિનયે પ્રભુ આગે, એમ વયણાં ઉચ્ચર્યારે ॥ વા૦ ॥ ૧ ॥ નમિ વિનમી જે પુત્ર તમારા, રાજ્યભાગ વિસર્યા ॥ દીનદયાલે દીધો પામી, આજ લગે વિચર્યારે ॥ વા૦ ॥ ૨ ॥ બાહ્યરાજ્ય ઉભગી પ્રભુ પાસે, આવે કાજ સર્યા ॥ અમે પણ તાતજી કારજ સાધું, સાન્નિધ્ય આપ કર્યા રે ॥ વા૦ ॥ ૩ ॥ એમ વદંતી પાગે ચઢંતી, અણસણ ધ્યાન ધર્યા ॥ કેવલ પામી કર્મને વામી, જ્યોતસેં જ્યોતિ મલ્યાં રે ॥ વા૦ ॥ ૪ ॥ એક અવગાહને, સિદ્ધ અનંતા, દુગ ઉપયોગ વર્યા ॥

રસિત દેશ પ્રદેશ અસંખિત, ગુણાકાર કર્યા રે ાવાા ॥ ૫ ॥ અકર્મક મહાતીરથ હેમ ગિરિ, અનંતશક્તિ ભર્યા ॥ પુરૂષોત્તમ ને પર્વત રાજા, જ્યોતીરૂપ ધર્યા રે ॥ ॥ વા૦ ॥ ૬ ॥ વિલાસભદ્ર સુભદ્ર એ નામે, સુણતાં ચિત્ત ઠર્યા ॥ શ્રી શુભવીર પ્રભુ અભિષેકે, પાતક દુર હર્યા રે ॥ વા૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥

॥ અથ મંત્ર ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ ॥ ય૦ ॥ સ્વા૦ ॥

॥ ઇતિ સપ્તમાભિષેકે ઉત્તરપૂજા સમાપ્ત ॥

॥ અથ ॥

## ॥ અષ્ટમપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

દ્રાવિડને વારીખિલ્લજી, દશ કોડી અણગાર;
સાથે સિદ્ધિવધુ વર્યાં, વંદુ વારંવાર ॥ ૧ ॥

॥ ઢાળ ॥

॥ તોરણ આઇ કયું ચલે રે—એ દેશી ॥

ભરતને પાટે ભુપતિ રે, સિદ્ધિ વર્યાં એણે ઠાય॥ સ-

લુણા ॥ અસંખ્યાતા તિહાં લગે રે, હુઆ અજિત જિ-
નરાય ॥ સલુણા ॥ ૧ ॥ જેમ જેમ એ ગિરિ ભેટિયે રે,
તેમ તેમ પાપ પલાય ॥ સ૦ ॥ અજિત જિનેશ્વર સા-
હિબો રે, ચોમાસું રહિ જાય ॥ સ૦ ॥ જે૦ ॥ ૨ ॥
સાગરમુનિ એક કોડિ શું રે, તોડયા કર્મના પાસ ॥સ૦॥
પાંચ કોડિ મુનિરાજ શું રે, ભરત લહ્યા શિવવાસ ॥
સ૦ ॥ જે૦ ॥ ૩ ॥ આદીશ્વર ઉપકારથી રે, સત્તર કોડી
સાથ ॥ સ૦ ॥ અજિતસેન સિદ્ધાચળે રે, ઝાલ્યો શિવ-
વહૂ હાથ ॥ સં૦ ॥ જે૦ ॥ ૪ ॥ અજિતનાથ મુનિ ચૈત્ર-
ની રે, પુનમે દશ હજાર ॥ સ૦ ॥ આદિત્યયશા મુક્તિ
વર્યા રે, એક લાખ અણગાર ॥ સ૦ ॥ જે૦ ॥ ૫ ॥
અજરામર ક્ષેમંકરૂ રે, અમરકેતુ ગુણકંદ ॥ સ૦ ॥
સહસ્રપત્ર શિવંકરૂ રે, કર્મક્ષય તમઃકંદ ॥ સ૦ ॥જે૦॥
૬ ॥ રાજરાજેશ્વર એ ગિરિ રે, નામ છે મંગળરૂપ ॥સ૦॥
ગિરિવર રજતરૂમંજરી રે, શીશ ચઢાવે ભુપ ॥ સ૦ ॥
જે૦ ॥ ૭ ॥ દેવયુગાદિ પુજતાં રે, કર્મ હોયે ચકચુર ॥
સ૦ ॥ શ્રી શુભવીરને સાહિબા રે, રહેજો હઈડા હજુર
॥ સ૦ ॥ જે૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥

॥ અથ મંત્ર ॥

ૐ -હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ અષ્ટમાભિષેકે ઉત્તરપૂજા સમાપ્ત ॥



॥ અથ ॥

## ॥ નવમ પૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

રામભરત ત્રણ કોડિશું, કોડિ મુનિ શ્રીસાર ॥
કોડિ સાડિ અડુ શિવ વર્યા, સાંબ પ્રદ્યુમ્નકુમાર ॥૨॥

॥ ઢાળ ॥

ઉંચોને અલબેલો રે, કામણગારો કાનુડો—એ દેશી.

સિદ્ધાચળ શિખરે દીવો રે, આદીશ્વર અલબેલો છે ॥ જાણે દર્શન અમૃત પીવો રે ॥ આ૦ ॥ શિવ સોમજસાનીલા રે ॥ આ૦ ॥ તેર કોડિ મુનિ પરિવારે રે ॥ આ૦ ॥ સિ૦ ॥ ૧ ॥ કરે શિવસુંદરીનું આણું રે ॥ આ૦ ॥ નારદજી લાખ એકાણું રે ॥ આ૦ ॥ વસુદેવની નારી પ્રસિદ્ધ રે ॥ આ૦ ॥ પાંત્રીશ હજાર તે સિદ્ધિ રે ॥ આ૦ ॥ સિ૦ ॥ ૨ ॥ લખ બાવન ને એક કોડિ રે

॥ આ૦ ॥ પંચાવન સહસને જોડી રે ॥ આ૦ ॥ સાતશે સત્યોતેર સાધુ રે ॥ આ૦ ॥ પ્રભુ શાંતિ ચોમાસું કીધું રે ॥ આ૦ ॥ સિં૦ ॥ ૩ ॥ તવ એ વરિયા શીવનારી રે ॥ આ૦ ॥ ચૌદ સહસ મુનિ દમિતારિ રે ॥ આ૦ ॥ પ્રદ્યુમ્ન પ્રિયા અચંભી રે ॥ આ૦ ॥ ચૌઆલીશશે વૈદર્ભી રે ॥ આ૦ ॥ સિં૦ ॥ ૪ ॥ થાવચ્ચાપુત્ર હજારે રે ॥ આ૦ ॥ શુક પરિવ્રાજક એ ધારે રે ॥ આ૦ ॥ સેલગ પણસય વિખ્યાતે રે ॥ આ૦ ॥ સુભદ્રમુનિ સય-સાતે રે ॥ આ૦ ॥ સિં૦ ॥ ૫ ॥ ભવ તરિયા તેણે ભવ-તારણ રે ॥ આ૦ ॥ ગજચંદ્ર મહોદય કારણ રે ॥ આ૦ ॥ સુરકાંત અચલ અભિનંદો રે ॥ આ૦ ॥ સુમતિ શ્રેષ્ટ ભયકંદો રે ॥ આ૦ ॥ સિં૦ ॥ ૬ ॥ ઇહાં મોક્ષ ગયા કેઇ કોટી રે ॥ આ૦ ॥ અમને પણ આશા મોટી રે ॥ આ૦ શ્રદ્ધાસંવેગે ભરિયો રે ॥ આ૦ મેં મોટો દરિયો તરિયો રે ॥ આ૦ ॥ સિં૦ ॥ ૭ ॥ શ્રદ્ધાવિણ કુણ ઇહાં આવે રે ॥ આ૦ લઘુ જળમાં કેમ તે નાવે રે ॥ અ૦ ॥ તેણે હાથ હવે પ્રભુ ઝાલો રે ॥ આ૦ ॥ શુભવીરને હઇડે વાહાલો રે ॥ આ૦ ॥ સિં૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥

॥ અથ મંત્રઃ ॥

ૐ -હ્રીઁ શ્રીઁ પરમ૦ ય૦ સ્વાહા ॥

॥ ઇતિ નવમાભિષેકે ઉત્તર પૂજા સમાપ્ત ॥ ૨ ॥



॥ અથ ॥

## ॥ દશમ પૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

કદંબ ગણધર કોડિશું, વળિ સંપ્રતિ જિનરાજ ॥
થાવચ્ચા તસ ગણધરૂ, સહસશું સિદ્ધાં કાજ ॥ ૧ ॥

॥ ઢાળ ॥

॥ ધન્ય ધન્ય જિનવાણી—એ દેશી ॥

એમ કેઇ સિદ્ધિ વર્યા મુનિરાયા, નામથી નિર્મળ કાયા રે ॥ એ તીરથ તારૂ ॥ જાલી મયાલી ને ઉવયાલી, સિદ્ધા અનશન પાળી રે ॥ એ૦ ॥ ૧ ॥ દેવકી ષટ્ નંદન ઇહાં સિદ્ધા, આતમ ઉજ્જવલ કીધા રે ॥ એ૦ ઉજ્જવલગિરિ મહાપદ્મ પ્રમાણો, વિશ્વાનંદ વખાણો રે ॥ એ૦ ॥ ૨ ॥ વિજયભદ્ર ને ઇંદ્ર પ્રકાશો, કહિયે કપર્દી વાસો રે ॥ એ૦ ॥ મુક્તિ નિકેતન કેવલ દાયક, ચર્ચ-

ગિરિ ગુણલાયક રે ॥ એ૦ ॥ ૩ ॥ એ નામે ભય સઘળા નાસે, જયકમળા ઘરવાસે રે ॥ એ૦ ॥ શુકરાજા નિજ રાજ્યવિલાસી, ધ્યાન ધરે ષટ્માસી રે ॥ એ૦ ॥ ૪ ॥ દ્રવ્યસેવનથી સાજા તાજા, જેમ કૂકડો ચંદ રાજા રે ॥ એ૦ ॥ ધ્યાતા ધ્યેય ધ્યાનપદ એકે, ભાવથી શિવફળ ટેકે રે ॥ એ૦ ॥ ૫ ॥ ડાલને છંડી બ્રહ્મને વળગો, જાણ ન થાયે અલગો રે ॥ એ૦ ॥ મુલ ઉર્ધ્વ અધ શાખા ચાર, છંદપુરાણે વિચારે રે ॥ એ૦ ॥ ૬ ॥ ઇંદ્રિય ડાલાં વિષય પ્રવાલાં, જાણંતા પણ બાળા રે ॥ એ૦ ॥ અનુભવ અમૃત જ્ઞાનની ધારા, જિનશાસન જયકારા રે ॥ એ૦ ॥ ૭ ॥ ચાર દોષ કિરિયા છંડાણી, યોગ-વંચક પ્રાણી રે ॥ એ૦ ગિરિવરદર્શન ફરસન યોગે, સંવેદનને વિયોગે રે ॥ એ૦ ॥ ૮ ॥ નિર્જરતો ગુણ શ્રેણે ચડતો, ધ્યાનાંતર જઇ અડતો રે ॥ એ૦ ॥ શ્રી શુભ-વીર વસે સુખ મોજે, શિવસુંદરીની સેજે રે ॥ એ૦ ॥૯॥

॥ કાવ્યં ગિરિવરં૦ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ દશમાભિષેકે ઉત્તરપૂજા સમાપ્ત ॥

॥ અથ ॥

# ॥ એકાદશપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

શત્રુંજય ગિરિ મંડણો, મરૂદેવાનો નંદ ॥
યુગલા ધર્મ નિવારકા, નમો યુગાદિ જિણંદ ॥ ૧ ॥

॥ ઢાળ ॥

॥ વીર કુંવરની વાતડી કેને કહીયે—એ દેશી ॥

તીરથની આશાતના, નવિ કરિયે ॥ નવિ કરિયે રે નવિ કરીયે, ધુપ ધ્યાન ઘટા અનુસરિયે, તરિયે સંસાર ॥ તીરથ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ આશાતના કરતાં થકાં ધનહાણી ॥ ભુખ્યાં ન મળે અન્નપાણી, કાયા વળી રોગે ભરાણી, આ ભવમાં એમ ॥ તીરથ૦ ॥ ૨ ॥ પરભવ પરમાધામીને, વશ પડશે ॥ વૈતરણી નદીમાં ભળશે, અગ્નિને કુંડે બળશે, નહીં શરણું કોઇ ॥ તીરથ. ॥ ૩ ॥ પૂરવ નવાણું નાથજી, ઇહાં આવ્યા ॥ સાધુ કેઇ મોક્ષ સધાવ્યા, શ્રાવકપણ સિદ્ધિ સુહાવ્યા, જપતાં ગિરિનામ ॥ તી. ॥ ૪ ॥ અષ્ટોત્તર શતકુટ એ, ગિરિ-ઠામે ॥ સૌદર્ય યશોધર નામે ॥ પ્રીતિમંડણ કામુક કામે,

વળી સહજાનંદ ॥ તી. ॥ ૫ ॥ મહેંદ્રધ્વજ સરવારથ, સિદ્ધ કહિયે ॥ પ્રિયંકર નામ એ લહિયે, ગિરિ શીતળ છાંયે રહિયે, નિત્ય કરીયે ધ્યાન ॥ તીરથ ॥ ૬ ॥ પૂજા નવાણું પ્રકારની, એમ કીજે ॥ નરભવનો લાહો લીજે, વળી દાન સુપાત્રે દીજે, ચઢતે પરિણામ ॥ તીરથ. ॥૭॥ સેવન ફળ સંસારમાં, કરે લીલા ॥ રમણી ધન સુંદર બાલા, શુભવીર વિનોદ વિશાળા, મંગલ શિવમાળા તીરથ. ॥ ૮ ॥

॥ કાવ્યં ગિરિવરં. ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ -હ્રીં શ્રીં પરમ. ॥ ય. ॥ સ્વાહા ॥

॥ ઇતિ એકાદશાભિષેકે ઉત્તર પૂજા સમાપ્ત ॥

---

॥ અથ કલશ ॥

॥ રાગ ધન્યાશ્રી ॥

ગાયો ગાયો રે વિમળાચળ તીરથ ગાયો, પર્વતમાં જેમ મેરૂ મહીધર, મુનિમંડળ જિનરાયો ॥ તરૂગણમાં જેમ કલ્પતરૂવર, તેમ એ તીરથ સવાયો રે ॥ વિ. ॥૧॥

યાત્રા નવાણું ઈહાં અમે કીધી, રંગ તરંગ ભરાયો ॥ તીરથગણ મુક્તાફળ માળા, સંઘને કંઠે છવાયોરે ॥વિ ॥ શેઠ હેમાભાઇ હુકમ લહિને, પાલીતાણા શિર ઠાયો ॥ મોતીચંદ મલુકચંદરાજ્યે, સંઘ સકળ હરખાયો રે ॥ વિ. ॥ ૩ ॥ તપગછ સિંહસૂરીસર કેરા, સત્યવિજય સત્ય પાયો ॥ કપુરવિજય ગુરૂ ખિમાવિજય તસ, જસ-વિજયો મુનિરાયોરે ॥ વિ ॥ ૪ ॥ શ્રીશુભવિજય સુગુરૂ સુપસાયે, શ્રુતચિંતામણિ પાયો ॥ વિજયદેવેંદ્ર સૂરીશ્વર રાજ્યે, પૂજા અધિકાર રચાયો રે ॥ વિ ॥ ૫ ॥ પૂજા નવાણું પ્રકારી રચાવો, ગાવો એ ગિરિરાયો ॥ વિધિ-યોગે ફળ પુરણ પ્રગટે, તવ હઠવાદ હઠાયો રે ॥ વિ. ॥ ૬ ॥ વેદ ૪ વસુ ૮ ગજ ૮ ચંદ્ર ૧ સંવત્સર (૧૮૮૪) ચૈત્રપુનમ દિન ધ્યાયો ॥ પંડિત વીરવિજય પ્રભુ ધ્યાને, આતમ આપ ઠરાયો રે ॥ વિમળા. ॥ ૭ ॥

॥ કાવ્યં ગિરિવરં.

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીઁ શ્રી પરમ. ॥ ય. ॥ સ્વાહા ॥

ઇતિ પંડિત શ્રી વીરવિજયજી કૃત શ્રી શત્રુંજય મહિમાગર્ભિત નવાણું પ્રકારી પૂજા સમાપ્ત ॥

॥ અથ ॥

# પંડિત શ્રી વીરવિજયજીકૃત દ્વાદશવ્રત॥

# પૂજા પ્રારંભઃ ॥

॥ તત્ર પ્રથમ ॥

॥ શ્રાવકગુણવર્ણનકાવ્યમ્ ॥

ઉચ્ચૈર્ગુણૈર્યસ્ય નિબદ્ધમુલં ॥ સત્કીર્ત્તિશાખાવિનયા દિપત્રઃ ॥ દાનં ફલં માર્ગ્ગણપક્ષિભોજિ ॥ જીયાચ્ચિરં શ્રાવક કલ્પવૃક્ષઃ ॥ ૧ ॥

॥ અથ ॥

## સમકિતારોપણે પ્રથમ જલપૂજા પ્રારંભઃ

॥ દોહા ॥

॥ સુખકર શંખેશ્વર પ્રભુ, પ્રણમી શુભગુરૂ પાય ॥ શાસનનાયક ગાયશું, વર્દ્ધમાન જિનરાય ॥ ૧ ॥ સમવસરણ સુરવર રચે, વન મનસેન મઝાર ॥ સંઘ ચતુર્વિધ થાપિને, ભુતલ કરત વિહાર ॥ ૨ ॥ એક લાખ શ્રાવક વ્રતધરા, ઓગણશાઠ હજાર ॥ સૂત્રઉપાસકે વર્ણવ્યા, દશ શ્રાવક શિરદાર ॥ ૩ ॥ પ્રભુ હાથે વ્રત ઉ-

ચરી, બાર તજી અતિચાર ॥ ગુરૂ વંદી જિનની કરે પૂજા વિવિધ પ્રકાર ॥ ૪ ॥ મુનિમારગ ચિંતામણિ, શ્રાવક સુરતરૂ સાજ ॥ બેહુ બાંધવ ગુણઠાણમે, રાજાને યુવરાજ ॥ ૫ ॥ શિવમારગ વ્રતનો વિધિ, સાતમા અંગ મોઝાર ॥ પંચમઆરે પ્રાણીને, સુણતાં હોય ઉપકાર ॥ ૬ ॥ તેણે કારણ પૂજા રચું, અનુપમ તેર પ્રકાર ॥ ઊતરવા ભવજલનિધિ, એ છે આરા બાર ॥ ૭ ॥ સુરતરૂ રૂપાનો કરી, નીલ વરણમેં પાન ॥ રક્તવરણ ફલ રાજતાં, વામદિશે તસ ઠાણ ॥ ૮ ॥ તેર તેર વસ્તુ શુચિ, મેળવિયે નવ રંગ ॥ નર નારી કલશા ભરી. તેર કરો જિન અંગ ॥ ૯ ॥ ન્હવણ, વિલેપણ, વાસની, માલ, દીપ, ધુપ, ફુલ ॥ મંગલ, અક્ષત, દર્પણે, નૈવેદ્ય, ધ્વજ, ફલપૂર ॥ ૧૦ ॥

॥ ઢાળ ॥

॥ રત્નમાલાની ॥ પ્રથમ પૂરવદિશે ॥ એ દેશી

ચતુર ચંપાપુરી, વનમાંહે ઉતરી, સોહમ જંબૂને એમ કહે એ ॥ વીરજિન વિચરતા, નવપુર આવતા, વચન કુસુમે વ્રત, મહમહે એ ॥ ૧ ॥ શાંત સંવેગતા,

વસુમતી યોગ્યતા, સમકિત બીજ આરોપ કીજે ॥ સૃષ્ટિ બ્રહ્માં તણી, વિષ્ણુ શંકર ધણી, એક રાખે એક સંહરી જે ॥ ૨ ॥ ગોરૂપ ચાટણી, વાચ્ય અમૃત તણી, ત્રિપુરને કેશવા ત્રણ હણીજે ॥ જુઠું મંડાણની, વાણી પુરાણની, કુગુરૂમુખ ડાકિણી, દુર કીજે ॥ ૩ ॥ હરિ, હર, બંભતે, દેવી અચંભને, પામી સમકિત નવિ, ચિત્ત ધરીજે ॥ દોષથી વેગળા, દેવ તીર્થંકરા. ઉઠિ પ્રભાતે તસ, નામ લીજે ॥ ૪ ॥ અતિશયે શોભતા અન્ય મત ક્ષોભતા, વાણી ગુણ પાંત્રીસ. જાણીયે એ ॥ નાથ શિવસાર્થવા, જગતના બાંધવા, દેવવીતરાગ તે માનીયે એ ॥ ૫ ॥ જોગ આચારને, સુગુરૂ અણગારને, ધર્મ જણયાયુત, આદરો એ ॥ સમકિત સારને, છંડિ અતિચારને, સિદ્ધ પડિમા નતિ, નિત્ય કરો એ ॥ ૬ ॥ શ્રેણિક ખાયકે, ક્ષીર ગંગોદકે, જિન અભિષેક નિત્ય, ને કરે એ ॥ સિંચી અનુકુળને, કલ્પતરૂમુલને, શ્રીશુભવીરપદ, અનુસરે એ ॥ ૭ ॥

॥ અથ કાવ્યં ॥

॥ શાર્દુલવિક્રીડિતં વૃત્તમ્ ॥

શ્રદ્ધાસંયુતદ્વાદશવ્રતધરાઃ શ્રાદ્ધઃ શ્રુતે વર્ણિતાઃ,
આનંદદાઃ૨યાદિગિનતાઃ સુરભવં ત્યક્ત્વા ગમિષ્યંતિ વૈ ॥
મોક્ષં તદ્વ્રતમાચરસ્વ સુમતે ચૈત્યાભિષેકં કુરૂ, યેન
ત્વં વ્રતકલ્પાદપફલાસ્વાદં કરોષિ સ્વયમ્ ॥ ૧ ॥

( એ કાવ્ય પ્રત્યેક પૂજા દીઠ કહેવું )

॥ અથ મંત્રઃ ॥

ૐ -હ્રીં શ્રી પરમપુરૂષાય, પરમેશ્વરાય, જન્મજરા-
મૃત્યુ નિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય, જલં યજામહે
સ્વાહા ॥

( એ મંત્ર પણ પ્રત્યેક પૂજા દીઠ કહેવો. )

॥ ઇતિ સમકિતારોપણે પ્રથમ જલપુજા સમાપ્ત ॥ ૧ ॥



॥ અથ ॥

## ॥ પ્રથમવ્રતે દ્વિતીયચંદનપૂજા પ્રારંભા

॥ દોહા ॥

દંસણ નાણ ચરણ તણા, આઠ આઠ અતિચાર ॥
અણસણ વીર્યાચારના, પણ તિગ તપના ॥ ૧ ॥ બાર

સુંદર સમકિત ઉચ્ચરી, લહિ ચોથું ગુણઠાણું ॥
ચઢિ પંચમ પગથાલિયે, શુદ્ધથકી પચ્ચખ્ખાણું ॥ ૨ ॥

॥ ઢાળ ॥

વાલ્હે અમૃત પાઇ ઉછેર્યા, વાલ્હેજીયે અમને રે એ દેશી.

આવો આવો જશોદાના કંત કંત, અમઘર આવો રે ॥ ભક્તવત્સલ ભગવંત, નાથ શે નાવો રે ॥ એમ ચંદનબાળા બોલડે, પ્રભુ આવી રે મુંઠી બાકલા માટે પાછા, વળીને બોલાવી રે આ૦ ॥ ૧ ॥ સંકેત કરીને સ્વામી, ગયા તમે વનમાં રે ॥ થઇ કેવળી કેવળી કીધ, ધરી જો મનમાં રે ॥ અમે કેસર કેરા કીચ્ચ કરીન પૂજું રે ॥ તોહે પહેલે વ્રત અતિચાર, થકી હું ધ્રુજું રે ॥ આ૦ ॥ ૨ ॥ જીવહિંસાનાં પચ્ચખાણ, થુલથી કરીયે રે ॥ દુવિહં તિવિહેણં પાઠ, સદા અનુસરિયે રે ॥ વાસિબોળો વિદલ નિશિભક્ષ, હિંસા ટાળું રે ॥ સત્રા વિશ્વા કેરી જીવ, દયા નિત્ય પાળું રે ॥ આ૦ ॥ ૩ ॥ દશ ચંદરૂઆ દશ ઠામ, બાંધીને રહિયે રે ॥ જીવ જાયે એહવી વાત, કેહને ન કહિયે રે ॥ વધ બંધનને છવિચ્છેદ ભાર ન ભરિયે રે ॥ ભાત પાણીનો વિચ્છેદ, પશુને ન કરિયે રે ॥ આ૦ ॥ ૪ ॥ લૌકિકદેવ

ગુરૂ મિથ્યાત્વ, ત્યાશી ભેદે રે ॥ તુજ આગમ સુ-ણતાં આજ, હોય વિચ્છેદે રે ॥ ચોમાસે પણ બહુ કાજ, જયણા પાળું રે ॥ પગલે પગલે મહારાજ, વ્રત અજવાળું રે ॥ આ૦ ॥ ૫ ॥ એક શ્વાસમાંહે સોવાર સમરૂં તુમને રે ॥ ચંદનબાળા જ્યું સાર, આપો અમને રે ॥ માછી હરિબળ ફળદાય, એ વ્રત પાળીરે ॥ શુભ વીર ચરણ સુપસાય, નિત્ય દીવાળી રે ॥ આ૦ ॥ ૬ ॥

॥ કાવ્યં શ્રદ્ધાસંયુત૦ ॥ ૧ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ ચંદનં ય૦ સ્વાહા ॥

॥ ઇતિ પ્રથમવ્રતે દ્વિતીય ચંદનપૂજા સમાપ્ત ॥ ૨ ॥

॥ અથ ॥

## ॥ દ્વિતીયવ્રતે તૃતીય વાસપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

ચુર્ણ સરસ કુસુમે કરી, ઘસી કેસર ઘનસાર ॥
બહુલ સુગંધિવાસથી, પુજો જગતદયાળ ॥ ૧ ॥

## ॥ ઢાળ ॥

રાગ ભૈરવી યમુનામાં જાઇ પડયો રે, બાળક મેરો એ દેશી.

મુક્તિસે જાઇ મળ્યો રે, મોહન મેરો મુક્તિસે જાઈ મળ્યો ॥ મોહસે કયું ન ડર્યો રે ॥ મોહન૦ ॥ નામ કરમ નિર્જરણા હેતે, ભક્તકો ભાવ ભર્યો રે ॥ મો૦ ॥ ઉપદેશી શિવ મંદિર પહોતે, તોસે બનાવ્યું ઠર્યો રે ॥ મો૦ ॥ ૧ ॥ આનંદાદિક દશ સું બોલી, તુમ કને વ્રત ઉચર્યો રે ॥ મો૦ ॥ પાંચ મોટકાં જુઠ ન બોલે, મેંબી આશ ભર્યો રે ॥ મો૦ ॥ ૨ બીજાં વ્રત ધરી જુઠ ન બોલું, પણ અતિચારે ડર્યો રે ॥ મો૦ ॥ વસુરાજા આસનસેં પડિયો, નરકાવાસ જર્યો રે ॥ મો૦ ॥૩॥ માંસાહારી માતંગી બોલે, ભાનુ પ્રશ્ન ધર્યો રે ॥ મો જુઠા નર પગ ભુમિશોધન, જળ છંટકાવ કર્યો રે ॥ મો૦ ॥ ૪ ॥ મંત્રભેદ રહનારી ન કીજે, અછતી આળ હર્યો રે ॥ મો.॥ કૂટ લેખ, મિથ્યા ઉપદેશે, વ્રતકો પાણી ઝર્યો રે ॥ ॥ મો૦ ॥ ૫ ॥ કણલશેઠ એ વ્રતસેં સુખિયો, જુઠસેં નંદ કલ્યો રે ॥ મો૦ શ્રીશુભવીર વચન પરતીતે, કલ્પવૃક્ષ ફળ્યો રે ॥ મો૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ શ્રદ્ધાસંયુત૦ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીં શ્રી પરમ૦ ॥ વાસં ય૦ ॥ સ્વાહા ॥

ઇતિ દ્વિતીયવ્રતે તૃતીય વાસપૂજા સમાપ્ત ॥ ૩ ॥

---

॥ અથ ॥

## ॥ તૃતીયવ્રતે ચતુર્થ પુષ્પમાલપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

સુરતરૂ જાયને કેતકી, ગુંથ્યા ફુલની માળ ॥
ત્રિશલાનંદન પૂજીયે, વરિયે શિવ વરમાળ ॥ ૧ ॥

॥ ઢાળ ॥

॥ હું ને અમારો હરજીવનજી—એ દેશી. ॥

પ્રભુકંઠે ઠવિ ફુલની માળા, શુભથકી વ્રત ઉચ્ચરિયેરે ॥ ચિત્ત ચોખે ચોરી નવિ કરિયે ॥ સ્વામી અદત્ત કદાપિ ન લીજે, ભેદ અઢાર પરિહરિયે રે ॥ ચિત્ત૦ ॥ ૧ ॥ નવિ કરિયે તો ભવજળ તરિયે રે ॥ ચિત્ત૦ ॥ એ આંકણી ॥ સાત પ્રકારે ચોર કહ્યા છે, તૃણ તુષમાત્ર ન કર ધરિયે રે ॥ ચિત્ત૦ ॥ રાજદંડ ઉપજે તે ચોરી, નાઠુ

પડ્યું વળી વિસરિયે રે ॥ ચિત્ત૦ ॥ ન૦ ॥ ૨ ॥ કુડે તોલે કુડે અતિચાર રે નવિ અતિચારિયે રે ॥ ચિત્ત૦ ॥ આભવ પરભવ ચોરી કરતાં, વધ બંધન જીવિત હરિયે રે ॥ ચિત્ત૦ ॥ ન૦ ॥ ૩ ॥ ચોરીનું ધન ન ઠરે ઘરમાં, ચોર સદા ભુખે મરિયે રે ॥ ચિત્ત૦ ॥ ચોરનો કોઇ ધણી નવિ હોવે, પાસે બેઠાં પણ ડરિયે રે ॥ ચિત્ત૦ ॥ ન૦ ॥ ૪ ॥ પરધન લેતાં પ્રાણજ લીધા, પંચેંદ્રિયહત્યા વરિયે રે ॥ ચિત્ત૦ ॥ વ્રત ધરતાં જગમાં જસ ઉજ્જવલ, સુરલોકે જઈ અવતરિયે રે ॥ ચિત્ત૦ ॥ ન૦ ॥ ૫ ॥ તિહાં પણ સાસયપડિમા પૂજી, પુણ્ય તણી પોઠી ભરિયે રે ॥ ચિત્ત૦ ॥ જળકળશા ભરી જિન અભિષેકે, કલ્પતરૂ રૂડા ફળિયે રે ॥ ચિત્ત૦ ॥ ન૦ ॥ ૬ ॥ ધનદત્ત શેઠ ગયો સુરલોકે, એ વ્રતશાખા વિસ્તરિયે રે ॥ ચિત્ત૦ ॥ શ્રીશુભવીર જિનેશ્વર ભકતે, સાસયસુખ શિવમંદિરિયે રે ॥ ચિત્ત૦ ॥ ન૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ શ્રદ્ધાસંયત૦ ॥ ૧ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ પુષ્પમાલાં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ તૃતીયવ્રતે ચતુર્થ પુષ્પમાલપૂજા સમાપ્ત ॥ ૪ ॥

॥ અથ ॥

# ॥ ચતુર્થવ્રતે પંચમ દીપકપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

ચોથું વ્રત હવે વરણવું. દીપક સમ જસ જ્યોત,
કેવળ દીપક કારણે, દીપકનો ઉદ્યોત ॥ ૧ ॥

॥ ઢાળ ॥

વૃંદાવનના વાસી રે, વિઠલા તે મુજને વિસારી—એ દેશી.

એ વ્રત જગમાં દીવો મેરે પ્યારે, એ વ્રત જગમાં દીવો ॥ ટેક ॥ પરમાતમ પૂજીને વિધિશું, ગુરૂ આગળ વ્રત લીજે ॥ અતિચાર પણ દુર કરીને, પરદારા દુર કીજે ॥ મેરે૦ ॥ નિજનારી સંતોષી શ્રાવક, અણુવ્રત ચોથું પાળે ॥ દેવ તિરી નરનારી નજરે, રૂપ રંગ નવિ ધારે ॥ મેરે૦ ॥ ૧ ॥ વ્રતને પીડા કામની ક્રીડા, દુરગંધા જે બાળી ॥ નાસાવિણ નારી પણ રાગે, પંચાસકમાં ટાળી ॥ મેરે૦ ॥ વિધવા નારી બાળ કુમારી, વેશ્યાપણ પરજાતી ॥ રંગે રાતી દુર્બળ છાતી, નરમારણ એ કાતી ॥ મેરે૦ ॥ ૨ ॥ પરનારી હેતે શ્રાવકને, નવ વાડયો નિ-શ્વારી ॥ નારાયણ ચેડા મહારાજે, કન્યાદાન નિવારી ॥

મેરે૦ ॥ ભરતરાયને રાજ ભળાવી, રામ રહ્યા વનવાસે ॥ ખરદુષણ નારી સવિકારી, દેખી ન પડ્યા પાસે ॥ મેરે૦ ॥ ૩ ॥ દશ શિર રાવણ રણમાં રોળ્યો, સીતા સતીમાં મોટી ॥ સર્વ થકી જે બ્રહ્મવ્રત પાળે, નાવે દાન હેમ કોટિ ॥ મેરે૦ ॥ વૈતરણીની વેદના માંહે, વ્રત ભાંગે તે પેસે ॥ વિરતિને પ્રણામ કરીને, ઇંદ્ર સભામાં બેસે ॥ મેરે૦ ॥ ૪ ॥ મદિરા માંસથી વેદપુરાણે, પાપ ઘણું પરદારા ॥ વિષકન્યા રંડા પણ અંધા, વ્રતભંજક અવતારા ॥ મેરે૦ ॥ વ્રત સંભાળે પાપ પખાળે, સુર તસ વાંછિત સાધે ॥ કલ્પતરૂ ફળદાયક એ વ્રત, જગ જશ કીરતિ વાધે ॥ મેરે૦ ॥ ૫ ॥ દશમે અંગે બત્રીસ ઓપમા, શીળવતી વ્રત પાળી ॥ નાથ નિહાળી ચરણે આયો, નેહ નજર તુમ ભાળી ॥ મેરે૦ ॥ હાથી મુખસે દાણા નિકસે, કીડી કુટુંબ સહુ ખાવે ॥ શ્રી શુભવીર જિનેશ્વર સાહેબ, શોભા અમ શિર પાવે ॥ મેરે૦ ॥ ૬ ॥

॥ કાવ્યં શ્રદ્ધાસંયુત૦ ॥

॥ અથ મંત્ર ॥

॥ ૐ ‑ હ્રીં શ્રીં પરમ૦ ॥ દીપં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ ચતુર્થં વ્રતેપંચમ દીપક પૂજા સમાપ્ત ॥ ૬ ॥

॥ અથ ॥

## ॥ પંચમવ્રતે ષષ્ઠ ધુપપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

અણુવ્રત પંચમ આદરી, પાંચ તજી અતિચાર ॥
જિનવર ધુપે પૂજીયે, ત્રિશલા માત મલ્હાર ॥ ૧ ॥

॥ ઢાળ ॥

॥ મારી અંબાના માંડવડા હેઠ—એ દેશી ॥

મનમોહનજી જગતાત, વાત સુણો જિનરાજજી રે ॥ નવિ મળિયો આ સંસાર, તુમ સરીખો રે શ્રીનાથજી રે ॥ એ આંકણી ॥ કૃષ્ણાગુરૂ ધૂપ દશાંગ, ઉખેવી કરૂં વિનતિ રે ॥ તૃષ્ણાતરૂણી રસલીન, હું રઝળ્યો રે ચારે ગતિ રે ॥ તિર્યંચ તરૂનાં મુળ રાખી રહ્યો ધન ઉપરે રે ॥ પંચેંદ્રિ ફણીધરરૂપ, ધન દેખી મમતા કરે રે ॥ મન૦ ॥ ૧ ॥ સુર લોભી છે સંસાર, સંસારી ધન સંહરે રે ॥ ત્રીજે ભવ સમરાદિત્ય, સાધુ ચરિત્રને સાંભળે રે ॥ નર-ભવમાંહે ધનકાજ, ઝાઝ ચઢયો રણમાં રડયો રે ॥ નીચ સેવા મુકી લાજ, રાજ્યરસે રણમાં પડયો રે ॥ મન૦ ॥ ૨ ॥ સંસારમાંહે એક સાર, જાણી કંચન કામની રે ॥

ન ગણી જપમાળા એક, નાથ નિરંજન નામની રે ॥ ભાગ્યે મળિયા ભગવંત, અવસર પામી વ્રત આદરૂં રે ॥ ગયો નરકે મમ્મણ શેઠ, સાંભળી લોભથી ઓસરૂં રે ॥ મન૦ ॥ ૩ ॥ નવવિધ પરિગ્રહ પરિમાણ, આણંદા-દિકની પરે રે ॥ અથવા ઇચ્છા પરિમાણ, ધણ ધન્ના-દિક ઉચ્ચરે રે ॥ વળી સામાન્યે ષટભેદ, ઉત્તર ચોસઠ દાખિયા રે ॥ દશ વૈકાલિક નિર્યુક્તિ, ભદ્રબાહુ ગુરૂ ભાંખિયા રે ॥ મન૦ ॥ ૪ ॥ પરિમાણથી આંધકુ હોય, તો તીરથે જઈ વાવરો રે ॥ રોકાયે ભવનું પાપ, છાપ ખરી જિનની ધરો રે ॥ ધન શેઠ ધરી ધનમાન, ચિત્રા-વેલીને પરિહરી રે ॥ શુભવીર પ્રભુને ધ્યાન, સંતોષે શિ-વસુંદરી રે ॥ મન૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ શ્રદ્ધાસંયુત૦ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ઓં-હ્રીં શ્રી પરમ૦ ॥ ધુપં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ પંચમવ્રતે ષષ્ઠ ધુપ પૂજા સમાપ્ત ॥



॥ અથ ॥

## ॥ ષષ્ઠવ્રતે સપ્તમ પુષ્પપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

ફુલ અમુલક મેઘ જ્યું, વરસાવી જિન અંગ ॥
ગુણવ્રત ત્રણ્યે તેહમાં, દિશિ પરિમાણને રંગ ॥ ૧ ॥

॥ ઢાળ ॥

॥ રાગ સારંગ ॥ દાયક દિલ વસિયા—એ દેશી ॥

સમવસરણ સુરવર રચે રે, પૂજાફુલ અશેષ ॥ સાહિબ શિવ વસિયા ॥ રાયપસેણી સૂત્રમાં રે, કરે સુરિયાભ વિશેષ ॥ સાહેબ૦ ॥ ૧ ॥ પજ્યની પૂજા તેમ કરી રે, કરૂં આશા પરિમાણ ॥ સા૦ ॥ ચાર દિશા વિમલાતમા રે, હિંસાએ પચ્ચખ્ખાણ ॥ સા૦ ॥ ૨ ॥ આશ કરૂં અરિહા તણી રે, પંચ તજી અતિચાર ॥ સા૦ ॥ તુમ સરિખો દીઠો નહિં રે, જગમાં દેવ દયાળ ॥ સા૦ ॥ ૩ ॥ વરસી વરસ્યા તે સમે રે, વિપ્ર ગયો પરદેશ ॥ સા૦ ॥ સંયમ લેઇ સુખિયો કર્યો રે, લાખિણો દેઇ ખેસ ॥ સા૦ ॥ ૪ ॥ હું પણ તે દિન રેઇ ગતિ

રે, કેવળી જખ જિનરાજ ॥ સા૦ ॥ શાસન દેખી તાહ-
રૂં રે, આપો તુમ શિર લાજ ॥ સા૦ ॥ ૫ ॥ એ
વ્રતથી શિવસુખ લહ્યું રે, જેમ મહાનંદ કુમાર
॥ સા૦ ॥ શ્રી શુભવીર જિનેશ્વરૂ રે, અમને પણ આ-
ધાર ॥ સા૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ શ્રદ્ધાસંયુત૦ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ ॥ પુષ્પાણિ ય૦ ॥ સ્વા૦ ॥

॥ ઇતિ પંચવ્રતે સપ્તમ પુષ્પપૂજા સમાપ્ત ॥ ૭ ॥

---

॥ અથ ॥

## ॥ સપ્તમવ્રતે અષ્ટમાષ્ટમાંગલિક પૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

અષ્ટ મંગળની પૂજના, કરિયે કરિ પ્રણામ ॥ આ-
ઠમી પૂજાયે નમો, ભાવમંગળ જિનનામ ॥ ૧ ॥ ઉપ-

ભોગે પરિભોગથી, સપ્તમ વ્રત ઉચ્ચાર ॥ બીજું ગુણ-
વ્રત એહમાં, વિશ તજો અતિચાર ॥ ૨ ॥

॥ ઢાળ ॥

॥ સુતારીના બેટા તુને વીનવું રે લોલ—એ દેશી ॥

વ્રત સાતમે વિરતિ આદરૂં રે લો, કરો સાહેબ જો
મુજ મેહેર જો ॥ તુજ આગમ આરીસો જોવતાં રે લો,
દુર દીઠું છે શિવપુર સહેર જો ॥ ૧ ॥ મને સંસાર-
શેરી વિસરી રે લો, જિહાં બાર પાડોસી ચાડ જો ॥
નિત્ય રહેવું ને નિત્ય વઢવાડ જો ॥ મને૦ ॥ એ આં-
કણી ॥ ફળ તંબોલ અન્ન ઉપભોગમાં રે લો, ઘર નારી
ચીવર પરિભોગ જો ॥ કરી માન નમું નિત્ય નાથને રે
લો, જેથી જાએ ભવોભવ શોક જો ॥ મને૦ ॥ ૨ ॥
પ્રભુપૂજા રચું અડ મંગળે રે લો, પરહાંસી તજી અતિ
રોષ જો ॥ અતિ ઉદ્ભટવેશ ન પેહેરિયે રે લો, નવિ
ધરિયે મલિનતા વેશ જો ॥ મને૦ ॥ ૩ ॥ ચાર મોટી
વિગય કરી વેગળી રે લો, દશ બાર અભક્ષ્ય નિવાર
જો ॥ તિહાં રાત્રિભોજન કરતાં થકાં રે લો, માંજાર ઘુ-
અડ અવતાર જો ॥ મને૦ ॥ ૪ ॥ છલે રાક્ષસ વ્યંતર

ભુતડાં રે લો, કેશ, કંટક, જુનો વિકાર જો ॥ ત્રણ્ય મિત્રચરિત્રને સાંભળી રે લો, કરો રાત્રીભોજન ચોવિહાર જો ॥ મને૦ ॥ ૫ ॥ ગાડાં વહેલ વેચે ભાડાં કરે રે લો, અંગારકરમ વનકર્મ જો ॥ સરકૂપ ઉપલ ખણતાં થકાં રે લો, નવિ રહે શ્રાવકનો ધર્મ જો ॥ મને૦ ॥ ૬ ॥ વિષ, શસ્ત્ર, વેપાર દાંત, લાખનો રે લો, રસ, કેશ, નિલંછન કર્મ જો ॥ શુક, મેનાં ન પાળિયે પાંજરે રે લો, વનદાહે દહે શિવશર્મ જો ॥ મને૦ ॥ યંત્રપીલણ, રસ નવિ શોષીયે રે લો, તેણે કરજો મયા મહારાજ જો ॥ નહિં ખોટ ખજાને દિજીયે રે લો, શિવરાજ વધારી લાજ જો ॥ મને૦ ॥ ૮ ॥ રાજમંત્રી સુતા ફળ પામતી રે લો, વ્રતસાધક બાધક ટાળજો ॥ શુભવીર પ્રભુના નામથી રે લો, નિત્ય પામિયે મંગળમાળ જો ॥ ૯ ॥

॥ કાવ્યં શ્રદ્ધાસંયુત૦ ॥ ૧ ॥

॥ અથ મંત્રઃ ॥

ૐ -હ્રીઁ શ્રીઁ પરમ૦ અષ્ટમંગલાનિ૦ ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ સપ્તમવ્રતે અષ્ટમાષ્ટમાંગલિય પૂજા સમાપ્ત ॥

---

॥ અથ ॥

# ॥ અષ્ટમવ્રતે નવમાક્ષત પૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

દંડાયે વિણહેતુયે, વળગે પાપ પ્રચંડ ॥ પ્રભુ પૂજી વ્રત કારણે, તે કહું અનરથદંડ ॥ ૧ ॥ સ્વજન શરીરને કારણે પાપે પેટ ભરાય ॥ તે નવિ અનરથ દંડ છે, એમ ભાંખે જિનરાય ॥ ૨ ॥

॥ ઢાળ ॥

॥ વેગળો રહે વરણાગીયા—એ દેશી ॥

નેક નજર કરો નાથજી, જેમ જાયે દાલિદર આજથી જી હો ॥ નેક૦ ॥ અમે અક્ષત ઉજ્જવલ તંદુલે, કરી પૂજા કહું જિન આગળે જી હો ॥ ને૦ ॥ આવી પોહોતો હું પંચમકાળમાં, સંસાર દાવાનલ જાલમાં જી હો ॥ ને૦ ॥ ૧ ॥ ધ્યાન આરત રૌદ્રે મંડિયો, ઠામ ઠામ અનર્થે દંડિયો જી હો ॥ ને૦ ॥ ઉપદેશ મેં પાપનો દાખિયો, કૂડી વાતે થયો હું સાખિયો જી હો ॥ ને૦ ॥ ૨ ॥ આરંભ કર્યા ઘણી ભાતિના, મેં યુદ્ધ કર્યા કેઈ જાતિનાં જી હો ॥ ને૦ ॥ રથ મુશલ માગ્યાં આપિયાં જાતાં

પંથે તે તરૂવર ચાંપિયાં જી હો ॥ ને૦ ॥૩॥ વળિ વાદે તે વૃષભ દોડાવિયા, કરી વાનો ને લોક લડાવિયા જી હો ॥ ને૦ ॥ ચાર વિકથાયે પુણ્યધન હારિયો, જેમ અનિતિપુરે વ્યવહારિયો જી હો ॥ ને ॥ ૪॥ તિહાં ચાર ધુતારા વાણિયા, ભરે પેટ તે પાપે પ્રાણિયા જી હો ॥ ને૦ ॥ રણ ઘંટા વચન જો પાલીસું, તો રત્નચુડે ધન વાલિયું જી હો ॥ને૦॥ ૫ ॥ તેમ અરિહાની આણા પાળ-શું, વ્રત લેઇને આપ પખાળશું જી હો ॥ ને૦ ॥ અતિ-ચાર તે પાંચ નિવારશું, ગુરૂશિક્ષા તે દિલમાં ધારશું જી હો ॥ ને૦ ॥ ૬ ॥ વીરસેન કુસુમસિરિ દો જણા, વ્રત પાળી થયાં સુખિયાં ઘણાં જી હો ॥ ને૦ ॥ અમે પા-મિયે લીલવિલાસને, શુભવીર પ્રભુને સાસને જી હો ॥ ને૦ ॥ ૭ ॥

॥ કાવ્યં શ્રદ્ધાસંયુત૦ ॥ ૧ ॥

॥ અથ મંત્ર ॥

॥ ૐ -હ્રીં શ્રીં પરમ૦ ॥ અક્ષતાન ય૦ સ્વાહા ॥

॥ ઇતિ અષ્ટમવ્રતે નવમાક્ષત પૂજા સમાપ્ત ॥ ૯ ॥



॥ અથ ॥

# નવમવ્રતે દશમ દર્પણપૂજા પ્રારંભઃ॥

॥ દોહા ॥

દશમી દર્પણપૂજાના, ધરી જિન આગળ સાર ॥
આતમરૂપ નિહાલિને, કહું શિક્ષાવ્રત ચાર ॥ ૧ ॥

॥ ઢાળ ॥

॥ સુણ ગોવાલણી–એ દેશી ॥

હે સુખકારી ! આ સંસાર થકી જો મુજને ઉદ્ધરે ॥ હે ઉપકારી ! એ ઉપકાર તુમારો કદિય ન વીસરે ॥ એ ટેકા॥ નવમે સામાયિક ઉચ્ચરિયે, અમે દર્પણની પૂજા કરિયે ॥ નિજ આત્મરૂપ અનુસરિયે, સમતા સામાયિક સંવરિયે ॥ હે સુ૰ ॥ ૧ ॥ સામાન્યે જિહાં મુનિવર ભાળે, અતિચાર પાંચ એહના ટાળે ॥ સાધુપરે જીવદયા પાળે, નિજઘર ચૈત્યે પૌષધશાળે ॥ હે૰ ॥ ૨ ॥ રાજા મંત્રીને વ્યવહારી, ઘોડા રથ હાથી શણગારી ॥ વાજિંત્ર ગીત આગળ પાળા, પરશંસે ષટદરશનવાળા ॥ હે૰ ॥ ૩ ॥ એણી રીતે ગુરૂ પાસે આવી કરે સામાયિક સમતા લાવી ॥ ઘડી બે સામાયિક ઉચરિયે, વળી બ-

ત્રીસ દોષને પરિહરિયે ॥ હે૦ ॥ ૪ ॥ લાખ ઓગણસાઠ બાણું કોડી, પચવીશ સહસ નવશે જોડી ॥ પચવીશ પલ્યોપમ ઝાઝેરૂં, તે બાંધે આયુ સુરકેરૂં ॥ હે૦ ॥ ૫ ॥ સામાયિક વ્રત પાળી યુગતે, તે ભવ ધનમિત્ર ગયો મુગતે ॥ આગમ રીતે વ્રત હું પાળું, પંચમ ગુણઠાણું અજુવાળું ॥ હે૦ ॥ ૬ ॥ તુમે ધ્યેયરૂપ ધ્યાને આવો, શુભવીર પ્રભુ કરૂણા લાવો નહીં વાર અચળ સુખ સાધતે ઘડી હોય મળો જો એકાંતે ॥ હે૦ ॥

॥ કાવ્યં ॥ શ્રદ્ધાસંયુત૦ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ-હ્રીં શ્રીં પરમ૦ ॥ દર્પણં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ નવમ સામાયિકવ્રતે દશમ દર્પણપૂજા સમાપ્ત ॥

॥ અથ ॥

## ॥ દશમવ્રતે એકાદશ નૈવેદ્યપૂજા પ્રારંભ ॥

॥ દોહા ॥

વિગ્રહગતિ દુરે કરી, આપો પદ અણાહાર ॥
ઇમ કહી જિનવર પૂજીયે, ઠવી નૈવેદ્ય રસાળ ॥ ૧ ॥

॥ ઢાળ ॥

॥ તેજે તરણીથી વડો રે—એ દેશી ॥

દશમે દેશાવકાશિકે રે, ચઉદ નિયમ સંખેપ ॥ વિ-
સ્તારે પ્રભુ પૂજતાં રે, ન રહે કર્મનો લેપ હો જિનજી
॥ ૧ ॥ ભક્તિ સુધારસ ઘોલનો રે, રંગ બન્યો હે ચો-
ળનો રે, પલક ન છોડયો જાય ॥ એ આંકણી ॥ એક
મુહૂરત દિન રાતિનું રે, પક્ષ માસ પરિમાણ ॥ સંવત્સર
ઇચ્છા લગે રે, તે રીતે પચ્ચખ્ખાણ હો જિનજી ॥
ભક્તિ૦ ॥ ૨ ॥ બારે વ્રતના નિયમનો રે, સંક્ષેપ એહમાં
થાય ॥ મંત્રબળે જેમ વીછિનું રે, ઝેર તે ડંકે જાય હો
જિનજી ॥ ભકિત૦ ॥ ૩ ॥ ગંઠસી ઘરસી દીપસિ રે,
એહમાં સર્વ સમાય ॥ દીપક જ્યોતે દેખતાં રે, ચંદવિડં
સગરાય હો જિનજી ॥ ભક્તિ૦ ॥ ૪ ॥ પણ અતિચાર
નિવારિને રે, ધનદ ગયો શિવગેહ ॥ શ્રીશુભ વીરશું માહરે
રે, સાચો ધર્મસનેહ હો જિનજી ॥ ભક્તિ૦ ॥ ૫ ॥

॥ કાવ્યં શ્રદ્ધાસયુતં૦ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ -હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ નૈવેદ્યં ય૦ ॥ સ્વાહા ॥

ઇતિ દશમ દેશાવકાશિવ્રતે એકાદશ નૈવેદ્યપૂજા સમાપ્ત ॥

॥ અથ ॥

# ॥ એકાદશવ્રતે દ્વાદશ ધ્વજપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

પડહ વજાવી અમારિનો, ધ્વજ બાંધો શુભધ્યાન ॥
પોસહ વ્રત અગિયારમે, ધ્વજપૂજા સુવિધાન ॥ ૧ ॥

॥ ઢાળ ॥

॥ વગડાનો વાસી રે મોર શિહ મારિયો—એ દેશી ॥

પ્રભુપડિમા પૂજીને પોસહ કરિયે રે, વાતને વિસારી રે વિકથાચારની ॥ પ્રાયે સુરગતિ સાધે પર્વને દિવસે રે, ધર્મની છાયા રે તરૂ સહકારની ॥ શીતળ નહિ છાયા રે આ સંસારની ॥ કુડી છે માયા રે આ સંસારની ॥ કાચની કાયારે છેવટ છારની ॥ સાચી એક માયા રે જિન અણગારની ॥ ૧ ॥ એ આંકણી ॥ એંશી ભાંગે દેશથકી જે પોસહ રે, એકાસણ કહ્યું રે શ્રી સિદ્ધાંતમે ॥ નિજઘર જઇને જયણામંગળ બોલી રે, ભાજનમુખ પૂંજી રે શબ્દ વિના જમે ॥ શીતલ૦ ॥ કુ૦ ॥ કા૦ ॥ સાચી૦ ॥ ૨ ॥ સર્વથી આઠ પહોરનો ચઉવિહાર રે, સંથારો નિશિ રે કંબલ ડાભનો ॥ પાંચે પરવી ગૌતમ

ગણધર બોલ્યા રે, પૂરવ આંક તીસગુણો છે લાભનો ॥ શી૦ ॥ કુ૦ ॥ કા૦ ॥ સા૦ ॥ ૩ ॥ કાર્ત્તિકશેઠે પામ્યો હરિ અવતાર રે, શ્રાવક દશ વીશ વરસે સ્વરગે ગયા ॥ પ્રેતકુમાર વિરાધકભાવને પામ્યો રે, દેવકુમાર વ્રત રે આરાધક થયા ॥ શી૦ ॥ કુ૦ ॥ કા૦ ॥ સા૦ ॥ ૪ ॥ પણ અતિચાર તજી જિનજી વ્રત પાળું રે, તારક નામ સાચું રે જો મુજ તારશો ॥ નામ ધરાવો નિર્યામક જો નાથ રે, ભવોદધિ પારે રે તો ઉતારશો ॥ શી૦ ॥ કુ૦ ॥ કા૦ ॥ સા૦ ॥ ૫ ॥ સુલસાદિક નવ જણને જિનપદ દીધાં રે, કરમે તે વેળા રે વસિયો વેગળો ॥ શાસન દીઠું ન વળી લાગું મીઠું રે, આશાભર આવ્યો રે સ્વામી એકલો ॥ શી૦ ॥ કુ૦ ॥ કા૦ ॥ સા૦ ॥ ૬ ॥ દાયક નામ ધરાવો તો સુખ આપો રે, સુરતરૂની આગે રે શી બહુ માગણી ॥ શ્રી શુભવીર પ્રભુજી મોંઘે કાળે રે, દિ-યંતાં દાન રે શાબાસી ઘણી ॥શી૦॥કુ૦॥કા૦॥સા૦॥૭॥

॥ કાવ્યં શ્રદ્ધાસંયુત૦ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ ધ્વજ૦ ય૦ સ્વાહા ॥

॥ ઇતિ એકાદશવ્રતને દ્વાદશ ધ્વજપૂજા સમાપ્ત ॥૧૨॥

॥ અથ ॥

## ॥ દ્વાદશવ્રતે ત્રયોદશ ફલપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

અતિથિ કહ્યા અણગારને, સંવિભાગ વ્રત તાસ ॥
ફલપૂજા કરી તેરમી, માગો ફળ પ્રભુ પાસ ॥ ૧ ॥

॥ ઢાળ ॥

॥ ભમરા ! ભુધર શેં નાઠ્યા—એ દેશી ॥

ઉત્તમ ફળ પૂજા કીજે, મુનિને દાન સદા દીજે, બારમે વ્રત લાહો લીજેરે ॥ શ્રાવકવ્રત સુરતરૂ ફળિયો ॥ મન મોહન મેળો મળિયો રે ॥ શ્રાવક૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ દેશ કાળ શ્રદ્ધા ક્રમિયે, ઉત્તર પારણે દાન દિયે, તેહમાં પણ નવિ અતિચરિયે રે ॥ શ્રા૦ ॥ ૨ ॥ વિનતિ કરી મુનિને લાવે, મુનિ બેસણ આસણ ઠાવે, પડિલાભે પોતે ભાવે રે ॥ શ્રા૦ ॥ ૩ ॥ દશ ડગલાં પૂંઠે જાવે, મુનિદાને જે નવિ આવે, વ્રતધારી તે નવિ ખાવે રે ॥ શ્રા૦ ॥ ૪ ॥ મુનિ અછતે જમે દિશિ દેખી, પોસહ પારણવિધિ ભાખી, ધર્મદાસ ગણી છે સાખી રે ॥ શ્રા૦ ॥ ૫ ॥ એકાદશ પડિમા વહિયા, સુરઉપસર્ગે નવિ પડિયા, કામદેવ પ્રભુ મુખ ચડિયા રે ॥ શ્રા૦ ॥ ૬ ॥ ગુણકરશેઠ ગયા મુકતે,

હું પણ પાળું એ યુકતે, શ્રી શુભવીર પ્રભુ ભકતે ૨ ॥
॥ શ્રા૦ ॥ ૭ ॥

॥ અથ સર્વોપરિ ગીત ॥

॥ નિશિદિન જોઉં વાટડી, ઘેર આવો ઢોલા—એ દેશી ॥

વિરતિપણે હું વીનવું, પ્રભુ અમ ઘર આવો ॥ સેવક સ્વામીભાવથી, નથી કોઇનો દાવો ॥ વિ૦ ॥૧॥ લીલવિલાસી મુક્તિના, મુજ તેહ દેખાવો ॥ મન મેલો મેલી કરી, ફોકટ લલચાવો ॥ વિ૦ ॥ ૨ ॥ રંગ રસીલા રીઝીને, ત્રિશલાસુત આવો ॥ થાયે સેવક તુમ આવતે, ચઉદ રાજમાં ચાવો ॥ વિ૦ ॥ ૩ ॥ પંચવચે પ્રભુજી મળ્યા, હજુ અરધે જાવો ॥ નિર્ભય નિજપુર પામતાં, પ્રભુ પાકો વોલાવો ॥ વિ૦ ॥ ૪ ॥ શ્રેણિ ચઢી શૈલેશિયે પરિશાટન ભાવો ॥ એક સમય શિવમંદિરે, જ્યોતે જ્યોતિ મિલાવો ॥ વિ૦ ॥ ૫ ॥ નાટક દુનિયાં દેખતે, નવિ હોય અભાવો ॥ શ્રી શુભવીરને પૂજતાં, ઘેર ઘેર વધાવો ॥ વિ૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ શ્રદ્ધાસંયુત ॥ ૧ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ફલં૦ ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ દ્વાદશવ્રતે ત્રયોદશ ફલપૂજા સમાપ્ત ॥

# ॥ અથ કલશ ॥

## ॥ રાગ ધન્યાશ્રી ॥

ગાયો ગાયો રે, મહાવીર જિનેશ્વર ગાયો ॥ વીરમુખે વ્રત ઉચ્ચરિયાં જેમ, નર નારી સમુદાયો; એકશો ચોવીશ અતિચાર પ્રમાણે, ગાથાયે ભાવ બનાયો રે ॥ મહા૦ ॥ ૧ ॥ વ્રતધારીને પૂજાનો વિધિ, ગણધર સૂત્ર ગુંથાયો ॥ નિર્ભય દાવે શિવપુર જાવે, જેમ જગમાલ છપાયો રે ॥ મહા૦ ॥ ૨ ॥ તપગચ્છ શ્રી વિજયસિંહસૂરિના સત્યવિજય સત્ય પાયો ॥ કપૂરવિજય ગુરૂ ખિમાવિજય તસ, જસવિજયો મુનિરાયો રે ॥ મહા૦ ॥ ૩ ॥ શ્રીશુભવિજય સુગુરૂ સુપસાયે, શ્રુત ચિંતામણિ પાયો ॥ વિજયદેવેંદ્ર સૂરીશ્વરરાજ્યે, એ અધિકાર રચાયો રે ॥ મહા૦ ॥ ૪ ॥ કષ્ટ નિવારે વંછિત સારે, મધુરે કંઠે મિલાયો ॥ રાજનગરમાં પૂજા ભણાવી, ઘર ઘર ઉત્સવ થાયો રે ॥ મહા૦ ॥ ૫ ॥ મુનિ વસુ નાગ શશી સંવત્સર, ( ૧૮૮૭ ) દીવાળીદિન ગાયો ॥ પંડિત વીર વિજય પ્રભુધ્યાને જગજસ પડહ વજાયો રે ॥ મહા૦ ॥ ૬ ॥

॥ ઇતિ પંડિત શ્રી વીરવિજયજીકૃત દ્વાદશવ્રત પૂજા સમાપ્ત ॥

# અગાઉથી ગ્રાહક થનારના નામ.

## અમદાવાદ.

૧૦ શેઠ જમનાભાઇ ભગુભાઈ
૧૧ હઠીસંગ મુલચંદ
૬૧ ગીરધરલાલ પરસોતમદાસ
૫૧ બબુબેન
૩૨ મણીલાલ મોહલાલ
૩૧ જમનાદાસ ચુનીલાલ
૨૫ છોટાલાલ સાંકળચંદ
૨૫ જગાભાઈ નાનાભાઈ
૨૪ ચંદુલાલ મોહલાલ
૧૬ કાંતીલાલ ચુનીલાલ
૧૬ રમણલાલ મણીલાલ
૧૬ રમણલાલ મણીલાલ
૧૫ બાલાભાઈ ચકલભાઇની ઓરત બાઇ સંતોક
૧૫ બાલાભાઈ નથુભાઇ
૧૫ માણેકલાલ મગનલાલ
૧૧ ડાહ્યાભાઇ રતનચંદ
૧૧ સકરચંદ બલાખીદાસ
૧૧ મનસુખભાઈ રવચંદ
૧૧ બાબુભાઈ કાલીદાસ
૧૧ મયાભાઈ ચુનીલાલ
૧૧ મણીલાલ વાડીલાલ
૧૧ પ્રેમચંદ સુરચંદ

## અમદાવાદ.

૧૧ કચરાભાઈ નાથાભાઇ
૧૦ રણછોડલાલ મુલચંદ
૧૦ ચુનીલાલ ભગુભાઈ
૧૦ બાલાભાઈ ચકલભાઈ
૧૦ ફકીરભાઈ કચરાભાઈ
૧૦ શાહ ખાતે
૧૦ શાહ ખાતે
૧૦ મોતીલાલ રતનચંદ
૧૦ ત્રીકમલાલ મગનલાલ
૮ નાગરદાસ રતનચંદ
૫ સરદામલ પાબુદલ
૫ પુનમચંદ રતનચંદ
૫ છગનલાલ મુલજીભાઈ
૫ ડુંગરશી ડાહ્યાભાઇ
૫ સકરચંદ કાલીદાસ
૫ ત્રીકમલાલ નગીનદાસ
૫ મંગળદાસ મનસુખરામ
૫ ડાહ્યાભાઈ હઠીસંગ
૫ સકરચંદ કચરાભાઈ
૫ રતીલાલ ડાહ્યાભાઈ
૫ મોહનલાલ મગનલાલ
૫ કેશવલાલ હીરાચંદ
૫ મણીલાલ પાનાચંદ

**અમદાવાદ.**

૫ કેશવલાલ નથુભાઈ
૫ બાલાભાઈ ચુનીલાલ
૫ ત્રીકમલાલ છોટાલાલ
૫ નેમચંદ છોટાલાલ
૫ કેશવલાલ બાલાભાઈ
૫ પોપટલાલ મગનલાલ
૫ જમનાદાસ હઠીસંગ
૫ મગનલાલ લલ્લુભાઈ
૫ મગનલાલ લલ્લુભાઈ
અજબપતી
૫ મયાભાઈ મગનલાલ
૫ હરીલાલ મગનલાલ
૫ ફકીરચંદ ગોપાલજી
૫ જમનાદાસ રતીલાલ
૫ અમથાલાલ હકમચંદ
૫ મોદી વીરચંદ ડાહ્યાભાઈ
૫ શાંતીલાલ કેશવલાલ
૫ જમનાદાસ ઝવેરદાસ
૫ મોહનલાલ રાયચંદ

**અમદાવાદ.**

૫ છોટાલાલ મગનલાલ
૫ બાલાભાઇ છગનલાલ
૫ કાળીદાસ ઉમાભાઈ

**ચલોડા**

૨૧ પ્રેમચંદ ડાહ્યાભાઈ

**વડનગર**

૧૦ વીરચંદ ખેમચંદ
૧૦ નરોતમ મગનલાલ
૧૦ ઉતમરામ ભાયચંદ

**બાવલા**

૫ જગજીવનદાસ ઓઘડદાસ

**પાલણપુર**

૫ વકીલ હાથીભાઇ માણેકચંદ

**વીરમગામ**

૫ લલ્લુભાઇ નાનચંદ

**લોદ્રા**

૧૦ ગઉત્તમચંદ મુળચંદ

**આમલનેર**

૧૫ અમરચંદ રાયચંદ

# જાહેર ખબર.

સર્વે જૈનભાઇઓને મારી નમ્રતાપૂર્વક વિનંતી છે કે પોતાના છોકરાઓને તથા છોડીઓને પાંચ વરસ સુધી લાડલડાવવા અને તે પછી તેને હંમેશાં સારી શિખામણ આપી કન્યાશાળાઓમાં તથા નિશાળોમાં ભણાવવા અને જો તે છોકરાઓ તથા છોડીઓ રીતસર નહી વર્તે તો દસ વર્ષનાં થાય ત્યાં સુધી તેઓને શિખામણ આપવી અને તેમ છતાં ન માને તો તેઓને મારવા પણ ખરા જો તેઓના માબાપ તેવી રીતે નહી વર્તવાથી કેટલાક છોકરાઓ તથા છોડીઓ બગડે છે તેમનું આવું પરિણામ આવે છે તે એકે તેમને તેમના માબાપ મોંઢે ચડાવવાથી તે છુટા પડી જાય છે અને સારી ચાલ ચાલતા નથી. માટે એમાં ખરો વાંક તો માતા પિતાનો ગણાય કે પુત્રને નાનપણમાં વારે નહી ત્યારે પછી મોટપણે તેમના નઠારા પરિણામ આવે માટે તેવા પરિણામ ના આવે એવી રીતે મહેરબાની કરી તમામ ભાઇઓએ પોતાના છોકરાઓ તથા છોડીઓને સારી કેળવણી આપવા મહેરબાની કરશોજી અને તેમને નિશાળોમાં તથા સભાઓમાં તથા પાઠશાળાઓમાં જ્ઞાન મેળવવા સારૂ હંમેશાં મોકલશો તેવી અમારી વિનંતી છે. લી.

આપનો સદાનો આભારી સેવક

**શા. બાલાભાઈ કચરાભાઈ**

મુક્તિ વિમળજી પાઠશાળાનો વહીવટ કરનાર

સર્વ જૈન બંધુઓને ખબર આપવામાં આવે છે કે જો આપ આપના પુત્રોને અમારી શાળામાં ભણવા સારૂં મોકલો તેની બરાબર રીતે તપાસ રાખશો અને શું ભણે છે અને તેનું પાઠશાળામાં કેવું વર્તન છે અને કેટલા દીવસ હાજર રહે છે તેની ચોકશી મંગાવશો એજ.

સર્વે જૈન બંધુઓને વિનંતી પૂર્વક જણુાવવામાં આવે છે કે પંન્યાસજી શ્રી મુકિત વિમળજી જૈન પાઠશાળાની સંવત ૧૯૭૫ ના માગસર સુદ ૫ ને દિવસે સ્થાપના કરવામાં આવેલી છે આ પાઠશાની શરૂઆતમાં ફકત મેમ્બર ૯ હતા. અને તેના હાલમાં ૯૯ મેમ્બર થયા છે અમારી પાઠશાળાના મેમ્બર વર્ગના બે ભાગ પાડવામાં આવેલા છે. પહેલા વર્ગમાં એક માસના રૂ. ૦–૮–૦ અંકે આઠ આના અને બીજા વર્ગમાં રૂ. ૦–૪–૦ અંકે ચાર આના રાખવામાં આવેલા છે તેમાં બાર માસ માસનાં પહેલા વર્ગના રૂ. ૬) અંકે ૭ રૂપીઆ છે અને બીજા વર્ગના રૂ. ૩) અંકે ત્રણ રૂપીઆ છે અમારી પાઠશાળાના વિદ્યાર્થી દરેક ઠેકાણે ભાવના કરવા સારૂ જાય છે. અને તેનો ચાર્જ અમદાવાદના માટે રૂ. ૩–૨–૦ અંકે ત્રણ રૂપીઆ અને બે આના રાખવામાં આવેલા છે તે ચાર્જ અમોને ચોવીસ કલાક અગાઉથી ભરી જશે તેમની ભાવના માન્ય રાખવામાં આવશે. બીજું અમોએ જે પુસ્તક કાઢેલું તેમાં અમોએ ૧૦૦૦ ચોપડીઓ છપાવેલી પણ ગ્રાહક વધવાથી ૧૫૦૦ નકલો છપાવવાની જરૂર પડી અને હવે અમારી પાસે તેમાંની જુજ નકલો છે તે માટે જો ચોપડીની જરૂર હોય તો અમને જલદીથી ઓડર આપો અને ચોપડીનું પોસ્ટેજ જુદું રાખવામાં આવેલું છે. દરેક જાહેર ખબરોનું

શરનામું.

**અમદાવાદ પંન્યાસજી શ્રી મુકિત વિમળજી જૈન પાઠશાળા.**

ઠેકાણું હાજાપટેલની પોળમાં રામજી મંદીરની પોળમાં

પહેલાજ મકાનમાં

**અમદાવાદ.**

# જાહેર ખબરો.

મહેરબાની કરી સર્વેને જાહેર ખબર વાંચવા વિનંતી.

## જાહેર ખબરો

# જૈન ધર્મના માટે ખુશખબર.

**વાંચો !** **વાંચો !!** **વાંચો !!!**

હારમોનિયમ ઇન્સ્ટ્રક્ટર

**પ્રાણશંકર નથુરામ પાઠક.**

અમારા માનવંતા મહેરબાન સદ્‌ગુણી જૈન સદ્‌ગૃહસ્થો તથા બહેનોને ખુશખબર આપવામાં આવે છે કે જેવી રીતે અભ્યાસીઓને નિશાળમાં અંગ્રેજી યા ગુજરાતી ચાલે છે તે પ્રમાણે અમો હારમોનિયમ શિખવીએ છીએ શિખનાર જૈનધર્મની દરેક પુજાઓ સ્તવનો તથા હરકોઈ નાટકનાં ગાયનો પોતે પોતાની મેળે ગાઈ બજાવી શકે તેવું શિક્ષણ અમો ટુંક મુદતમાં આપીએ છીએ હાલમાં અમો સાંજના ટાઈમે જૈન સદ્‌ગૃહસ્થોના આગ્રહથી મુક્તિવિમળજી જૈન પાઠશાળામાં જૈનધર્મનું હારમોનિયમ સાથે શિક્ષણ આપવા માટે દાખલ થયેલા છું.

ખબર મુકવાનું ઠેકાણું નિચલે સરનામે જૈન પાઠશાળામાં

સાંજના [illegible] મકાન ઠેકાણું.

બાલાહનુમાન પાસે કવિશ્વરની પોળમાં